# મારા સિદ્ધાંતો

## મહર્ષિ દયાનંદ



સંપાદક
ભાવેશ મેરજા

મહર્ષિ દયાનંદ સરસ્વતીની દ્વિતીય જન્મ શતાબ્દી તથા
આર્યસમાજ સ્થાપનાની સાર્ધ શતાબ્દીની
ઉજવણીના ભાગ રૂપે
વિશેષ પ્રકાશન

# મારા સિદ્ધાંતો

## મહર્ષિ દયાનંદ

**અનુવાદ અને સંપાદન**

**ભાવેશ મેરજા**

**: પ્રકાશક :**

**આર્યસમાજ**

**નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧**

**મારા સિદ્ધાંતો**

(Maaraa Siddhaanto - means 'My Principles' - a Gujarati book which combines the last chapter of 'Satyaarth Prakaash' and a small book 'Aryoddeshya Ratna Maalaa' both authored by Maharshi Swami Dayananda Saraswati, the founder of the Arya Samaj. Compiled and translated from original Hindi in to Gujarati by Bhavesh Merja)


**લેખક :** મહર્ષિ દયાનંદ સરસ્વતી

**અનુવાદ અને સંપાદન :** ભાવેશ મેરજા

**આવૃત્તિ** : પ્રથમ : ૫,૦૦૦ પ્રત, ૧૨ ફેબ્રુઆરી, ૨૦૨૪, મહા સંવત ૨૦૮૦.

મહર્ષિ દયાનંદજીની દ્વિતીય જન્મ શતાબ્દી નિમિત્તે ટંકારામાં ૧૦-૧૧-૧૨ ફેબ્રુઆરી, ૨૦૨૪ પર આયોજિત જન્મોત્સવ - સ્મરણોત્સવ કાર્યક્રમમાં પધારનારા લોકોમાં વિના મૂલ્યે વિતરણ કરવા વિશેષ પ્રકાશન

**પ્રકાશક :** આર્યસમાજ, નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧

**મૂલ્ય :** સ્વાધ્યાય અર્થે વિના મૂલ્યે વિતરણ

**મુદ્રક :** રાજ ઓફસેટ, ૧૧ પુનાજી એસ્ટેટ, શનિદેવ મંદિર પાસે, ધોબીઘાટ, દૂધેશ્વર, અમદાવાદ. ફોન : ૯૯૨૫૭૯૧૯૦૨

# ભૂમિકા

મહાભારતના યુદ્ધ પછી વેદોનું અર્થસહિત પઠનપાઠન મંદ પડતું જવાથી સંસારમાં સેંકડો વેદવિરુદ્ધ મત-પંથો ઊભા થયા. આથી અધર્મ, અજ્ઞાન, અન્યાય, અત્યાચારો અને અંધવિશ્વાસો સતત વધતાં ગયાં. માનવજાતિ સતત વિભાજિત થતી ગઈ. આપણો દેશ પણ ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજનીતિક દૃષ્ટિએ અધોગતિને પ્રાપ્ત થયો. આવી દુરાવસ્થામાં ઈ.સ. ૧૮૨૫માં મોરબી પાસે આવેલા ટંકારામાં 'મૂળશંકર'નો જન્મ થયો કે જે આગળ જતાં મહર્ષિ દયાનંદના નામે જગવિખ્યાત થયા. તેમણે વર્ષો સુધી ઘોર તપસ્યા અને યોગાભ્યાસ કરીને વેદો તથા વૈદિક ગ્રંથોમાં અસાધારણ વિદ્વત્તા પ્રાપ્ત કરી અને વૈદિક સત્ય સિદ્ધાંતોને જન જન સુધી પહોંચાડવા દેશભરમાં ઠેર ઠેર પ્રવચનો, શંકા-સમાધાન અને શાસ્ત્રાર્થોનું અભિયાન ચલાવ્યું, અનેક ગ્રંથોની રચના કરી અને ૧૮૭૫માં આર્યસમાજની સ્થાપના કરી. જોધપુરમાં વિરોધીઓ દ્વારા તેમને દૂધમાં ઝેર આપવામાં આવ્યું, જેના પરિણામે ૩૦ ઑક્ટોબર, ૧૮૮૩ અને દિવાળીના દિવસે સંધ્યા વેળાએ તેમનું દેહાવસાન થઈ ગયું.

મહર્ષિ દયાનંદે પોતાના પ્રસિદ્ધ ગ્રંથ સત્યાર્થપ્રકાશના સંશોધિત બીજા સંસ્કરણના અંતમાં **'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ'** નામનું એક વિશિષ્ટ અને ઉપસંહારાત્મક પ્રકરણ લખીને જોડ્યું છે. સત્યાર્થપ્રકાશનું આ સંસ્કરણ તેમના દેહાવસાનના એક વર્ષ બાદ ૧૮૮૪માં પ્રકાશિત થયું હતું. મહર્ષિએ સત્યાર્થપ્રકાશની ભૂમિકામાં 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' પ્રકરણનો ઉલ્લેખ **'સ્વ-સિદ્ધાંત'** તથા **'આર્યોના સનાતન વેદવિહિત મતની વિશેષતઃ એટલે કે ખાસ અથવા મુખ્યત્વે કરીને વ્યાખ્યા'** રૂપે કર્યો છે. તેમણે સત્યાર્થપ્રકાશના અગિયારમા સમુલ્લાસની અનુભૂમિકામાં મનુષ્યજાતિમાં જોવા મળતા

મતમતાંતરોના પરસ્પર વિરોધ અને તેને લીધે ઉત્પન્ન થતાં અનિષ્ટો માટે જુદા જુદા અવૈદિક મતાવલંબી અથવા સાંપ્રદાયિક વિદ્વાનોને જવાબદાર ઠેરવતાં લખ્યું છે : **'એ નિશ્ચય છે કે આ વિદ્વાનોના વિરોધે જ સૌને વિરોધ-જાળમાં ફસાવી રાખ્યા છે. જો આ વિદ્વાનો પોતાના પ્રયોજનમાં ન ફસાઈને સૌના પ્રયોજનને સિદ્ધ કરવા ઈચ્છે તો હમણાં બધા એકમત થઈ જાય.'** આટલું લખ્યા બાદ મહર્ષિએ 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' પ્રકરણનો સંકેત કરતાં લખ્યું છે : **'એકમત થવાની યુક્તિ અથવા ઉપાય આ ગ્રંથની પૂર્તિમાં લખવામાં આવશે.'** આનો અર્થ એ થાય છે કે 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ'માં માનવજાતિને એકમત કરવાની યુક્તિ અથવા સિદ્ધાંતો વર્ણિત કરવામાં આવ્યા છે. સત્યાર્થપ્રકાશમાં તથા મહર્ષિના અન્ય ગ્રંથોમાં પણ આ જ સિદ્ધાંતોની વિશેષ વ્યાખ્યા કરવામાં આવી છે.

મહર્ષિએ 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' પ્રકરણની શરૂઆતમાં સર્વતંત્ર-સિદ્ધાંત તથા સનાતન, નિત્ય અથવા સાર્વજનિક ધર્મમાં પોતાની અવિચળ નિષ્ઠા વ્યક્ત કરી છે અને 'મનુષ્ય' કોને કહેવાય એ બતાવ્યું છે. ત્યાર પછી મનુસ્મૃતિ, ઉપનિષદ્, મહાભારત તથા ભર્તૃહરિ કૃત નીતિશતક વગેરેના ધર્મ, સત્ય અને ન્યાયનું સર્વોચ્ચ મહત્ત્વ પ્રગટ કરતા શ્લોકો ટાંકીને કુલ એકાવન અગત્યના વિષયો પર પોતે શું માને છે અને શું નથી માનતા, એ સ્પષ્ટ બતાવ્યું છે. આમ 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ'માં તેમણે પોતાનાં મંતવ્યો અથવા સિદ્ધાંતો રજૂ કર્યાં છે, જેનો આધાર વેદ તથા વૈદિક ઋષિઓ દ્વારા રચિત આર્ષ ગ્રંથો છે. હકીકતમાં આ કોઈ નવીન સિદ્ધાંતો કે મંતવ્યો નથી, પરંતુ વેદ, ઉપનિષદ્ તથા અન્ય પુરાતન વૈદિક ગ્રંથોમાં ઉલ્લિખિત વિચારોનો જ સાર છે કે જેને આપણા ઋષિમુનિઓ, તત્ત્વવેત્તાઓ અને આચાર્યો સદાથી માનતા આવ્યા છે. મહર્ષિએ આ પ્રકરણમાં લખ્યું છે : **'હું મારું મંતવ્ય તેને જ જાણું છું કે જે ત્રણેય કાળમાં સર્વને એક સરખું માનવા યોગ્ય છે. મારો કોઈ નવીન કલ્પના કે મતમતાંતર ચલાવવાનો લેશમાત્ર પણ અભિપ્રાય નથી; પરંતુ જે સત્ય છે તેને માનવું-મનાવવું અને જે અસત્ય છે તેને છોડવું-છોડાવવું એ જ મને અભીષ્ટ છે - એ જ મારો હેતુ છે.'** આમ તેમણે આ પ્રકરણમાં પોતાનાં એકાવન મંતવ્યો ટૂંકમાં વ્યાખ્યાયિત અને પરિભાષિત કર્યાં છે. મહર્ષિએ 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ'ના અંતમાં સત્યાર્થપ્રકાશ લખવા પાછળનું

પોતાનું પ્રયોજન પણ વર્ણવ્યું છે. આમ આ પ્રકરણ અત્યંત મહત્ત્વપૂર્ણ છે અને તેથી જ તેનું અનેક પ્રાદેશિક ભાષાઓ તથા અંગ્રેજીમાં સ્વતંત્ર પુસ્તિકા રૂપે પ્રકાશન થતું રહ્યું છે. એટલું જ નહિ, તેને મહર્ષિનાં અનેક જીવનચરિત્રો તથા તેમને લગતાં અન્ય પુસ્તકોમાં પરિશિષ્ટ રૂપે પણ સ્થાન આપવામાં આવે છે. આ પ્રકરણનો પંડિત દુર્ગાપ્રસાદ કૃત અંગ્રેજી અનુવાદ ૧૮૯૩માં 'ધ બિલીફ્સ ઑફ સ્વામી દયાનંદ સરસ્વતી - એઝ ગિવન ઈન હિઝ સત્યાર્થપ્રકાશ' શીર્ષકથી લાહોરના વિરજાનંદ પ્રેસથી પ્રકાશિત થયો હતો.

મહર્ષિએ લખેલા ગ્રંથોમાં **'આર્યોદ્દેશ્યરત્નમાળા'** નામના એક લઘુગ્રંથનું પણ વિશેષ મહત્ત્વ છે. તેમણે આ ગ્રંથમાં અત્યંત મહત્ત્વપૂર્ણ એવા એકસો વિષયો પર પોતાનાં મંતવ્યો અથવા સિદ્ધાંતો ટૂંકમાં વર્ણિત કર્યા છે, જે આર્યજીવનના સર્વોચ્ચ ઉદ્દેશ્યની પ્રાપ્તિ કરાવવામાં અત્યંત ઉપયોગી સિદ્ધ થઈ શકે એવા છે. આ ગ્રંથ પણ 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' જેવી જ સૂત્રાત્મક શૈલીમાં લખાયેલો છે, જેમાં મહર્ષિએ એકસો સિદ્ધાંતો રૂપી રત્નોની એક અનોખી માળા ગૂંથી આપી છે કે જેની શરૂઆત 'ઈશ્વર'થી અને અંત 'નમસ્તે'થી થાય છે. મહર્ષિએ આ જ એકસો વિષય કેમ પસંદ કર્યા એ વિશે વિચાર કરતાં એવું લાગે છે કે તેઓ પોતાનાં વક્તવ્યો, શાસ્ત્રાર્થો, વાર્તાલાપો તથા ગ્રંથોમાં આ શબ્દોનો બહોળો પ્રયોગ કરતા હતા અને તેથી તેઓ ઈચ્છતા હતા કે તેમના વાચકો અને શ્રોતાઓને તેમનાં આ મંતવ્યો અને સિદ્ધાંતોને યોગ્ય રીતે સમજવામાં સરળતા રહે અને તેઓને એ વિશે કોઈ અસ્પષ્ટતા, સંશય, ભ્રમ, સંદિગ્ધતા કે ગેરસમજ ન થાય. મહર્ષિએ આ ગ્રંથ ૧૮૭૭માં તેમની પંજાબની યાત્રા દરમિયાન અમૃતસરમાં હિંદીમાં લખ્યો હતો, જે ત્યાંના ચશ્મનૂર છાપખાનામાં મુદ્રિત થયો હતો. આ ગ્રંથનું લેખનકાર્ય સંવત ૧૯૩૪ના શ્રાવણ સુદ ૭ અને બુધવારના રોજ પૂરું થયું હતું. મહર્ષિએ પોતાની પંજાબ-યાત્રા દરમિયાન હાલમાં પાકિસ્તાનમાં આવેલા જેહલમ નગરમાં આ ગ્રંથમાં વર્ણિત વિષયો પર ક્રમશઃ વ્યાખ્યાનો આપ્યાં હતાં એવો ઉલ્લેખ તેમના જીવનચરિત્રોમાં જોવા મળે છે.

'આર્યોદ્દેશ્યરત્નમાળા' ગ્રંથના અનેક પ્રાદેશિક ભાષાઓ તથા અંગ્રેજીમાં અનુવાદ પ્રકાશિત થયા છે. આ પુસ્તકનો એક અંગ્રેજી અનુવાદ આર્યસમાજ લાહોરના અંગ્રેજી સાપ્તાહિક 'આર્ય પત્રિકા'ના સંપાદક બાવા અર્જુનસિંહે

કર્યો છે, જેનું શીર્ષક આપવામાં આવ્યું છે : 'વૉઇસ ઑફ ટંકારા - ધ ગાર્લેન્ડ ઑફ ધ જેમ્સ ઑફ ધી આર્યન્ મિશન'. આ અનુવાદ પ્રથમ વાર 'આર્ય પત્રિકા'માં પ્રકાશિત થયો હતો અને બાદમાં વૈદિક યંત્રાલય, અજમેર દ્વારા તેને એક સ્વતંત્ર પુસ્તિકા રૂપે પણ પ્રકાશિત કરવામાં આવ્યો હતો. તેનો બીજો અંગ્રેજી અનુવાદ શિમલાની ગવર્નમેંટ કૉલેજના અંગ્રેજી વિભાગના હેડ પ્રોફેસર બલવંતકુમારે કર્યો છે, જેનું શીર્ષક છે : 'અ સેન્ચરિ ઑફ આર્યન્ બિલીફ્સ'. 'આર્યોદ્દેશ્યરત્નમાળા'ના ત્રણ ગુજરાતી અનુવાદો પ્રકાશિત થયા છે, જે રતિલાલ ગો. પંચાલ, વૈદ્ય મહેન્દ્રનાથ વેદાલંકાર અને દયાલ મુનિએ કરેલા છે. 'આર્યોદ્દેશ્યરત્નમાળા'ની વિસ્તૃત વ્યાખ્યા કરતાં ત્રણ પુસ્તકો હિંદીમાં પ્રકાશિત થયાં છે : ૧. પ્રોફેસર સત્યપાલ શાસ્ત્રી કૃત 'વૈદિક સિદ્ધાંતાવલી', ૨. સ્વામી વિદ્યાનંદ સરસ્વતી કૃત 'આર્ય સિદ્ધાંત વિમર્શ' અને ૩. સુશ્રી કંચન આર્યા કૃત 'આર્યોદ્દેશ્યરત્નમાલા પ્રકાશ'.

'આર્યોદ્દેશ્યરત્નમાળા' ભલે આકારમાં બહુ જ નાનો ગ્રંથ છે, પરંતુ તે અત્યંત અર્થપૂર્ણ અને મહત્ત્વનો છે. મહર્ષિએ આ ગ્રંથ 'બધા મનુષ્યોના હિત માટે' લખ્યો છે. મહર્ષિ દેશભરમાં નિરંતર ભ્રમણ કરીને ધર્મોપદેશ, પાખંડખંડન અને નવજાગરણનું આંદોલન ચલાવતા રહ્યા. તેમને અનેક લોકો આર્ય સિદ્ધાંતો વિશે જિજ્ઞાસા કરતા હતા અને આ વિશે કોઈ એક સરળ ગ્રંથ હોવો જોઈએ એવું સૂચન પણ કરતા હતા. આવા ગ્રંથના અભાવમાં મહર્ષિને ઘણીવાર પોતાનાં મંતવ્યોની સમજૂતી અને સ્પષ્ટતા કરવામાં સમય આપવો પડતો હતો. એવું લાગે છે કે આ કાર્યમાં સરળતા રહે એ માટે તેમણે આ ગ્રંથની રચના કરી હતી.

'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' અને 'આર્યોદ્દેશ્યરત્નમાળા'માં વૈદિક ધર્મના મૂળભૂત સિદ્ધાંતોની પરિભાષામૂલક વિવેચના ખૂબ જ સંક્ષેપમાં કરવામાં આવી છે. તેમાં વૈદિક ધર્મ, દર્શન અને સંસ્કૃતિનાં ક્ષેત્રમાં વપરાતા મહત્ત્વપૂર્ણ શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો છે. મહર્ષિએ આપેલી આ પરિભાષાઓ તથા મંતવ્યોની પાછળ તેમનું વેદ તથા વૈદિક શાસ્ત્રોનું ગહન અધ્યયન અને ચિંતન-મનનનો સુદૃઢ આધાર રહેલો છે. તેઓ ઇચ્છતા હતા કે લોકો ધર્મ, દર્શન અને વ્યવહારમાં વપરાતા આ શબ્દોના વાસ્તવિક અર્થ સમજે અને વૈદિક ધર્મના પાયાના સિદ્ધાંતોને સમજવામાં તેઓને કોઈ ભ્રમ કે સંશય ન

રહે. આ સિદ્ધાંતોને બરાબર સમજી લેવાથી વૈદિક ધર્મનાં મૂળભૂત સત્યો વાચકનાં મન અને હૃદયમાં સરળતાથી ઊતરી જાય છે.

મહર્ષિ કોઈના પર પોતાનાં આ મંતવ્યો જબરદસ્તીપૂર્વક થોપવા માંગતા ન હતા; અને ન તો તેમણે ક્યારેય પોતે કોઈ પીર-પયગંબર, ઈશ્વરના દૂત, ઈશ્વરના 'એકમાત્ર પુત્ર' કે અવતાર છે, એવો દાવો પણ કર્યો છે. તેઓ પોતાની એક સત્યોપદેશક સંન્યાસીની ભૂમિકાથી જ સંતુષ્ટ હતા. તેઓ પ્રત્યેક વ્યક્તિના વિચાર સ્વાતંત્ર્યનું સન્માન કરતા હતા. તેમણે સત્યાર્થપ્રકાશની ભૂમિકામાં લખ્યું છે : **'મનુષ્યનો આત્મા સત્ય-અસત્યને જાણનારો છે. તેમ છતાં પોતાના પ્રયોજનની સિદ્ધિ, હઠ, દુરાગ્રહ અને અવિદ્યા વગેરે દોષોના કારણે તે સત્યને છોડીને અસત્ય તરફ ઝૂકી જાય છે.'** આથી તેઓ મનુષ્યના વિવેકને ઢંઢોળવાનો પ્રયાસ કરતા હતા અને એ માટે સૌને પ્રેરિત કરતા હતા કે સત્યનું પ્રમાણોની મદદથી ઈમાનદારીપૂર્વક અનુસંધાન કરવું જોઈએ અને પછી પોતાના વિવેક અનુસાર જે સત્ય જણાય તેનો સ્વીકાર અને અસત્ય લાગે તેનો ત્યાગ કરવો જોઈએ.

અહીં આ પુસ્તકમાં 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' અને 'આર્યોદ્દેશ્યરત્નમાળા' બંનેનો સમાવેશ કરવામાં આવ્યો છે અને આ સંયુક્ત પુસ્તકને **'મારા સિદ્ધાંતો'** (એટલે કે મહર્ષિ દયાનંદના સિદ્ધાંતો) એવું નવું શીર્ષક મારા તરફથી ધરવામાં આવ્યું છે. આ નાનકડું પુસ્તક મહર્ષિ અને આર્યસમાજના મૂળભૂત સિદ્ધાંતોનો પરિચય કરાવવામાં સક્ષમ છે. એ તેના વાચકને પેલાં મહાન શાશ્વત વૈદિક સત્યોની ઝાંખી કરાવશે, જેના પ્રચાર-પ્રસાર માટે મહર્ષિએ પોતાનું સમગ્ર જીવન સમર્પિત કર્યું હતું. આ પુસ્તકના વાચકને મહર્ષિનાં ઋષિત્વ, ક્રાંતદૃષ્ટિ અને માનવ-ઐક્ય માટેની ઉત્કટ ભાવનાનાં દર્શન થશે અને તેમના અન્ય ગ્રંથો તેમ જ વેદ તથા વૈદિક ગ્રંથોને સમજવામાં પણ સુગમતા રહેશે. જો આ પુસ્તકમાં વર્ણિત પરિભાષાઓને યોગ્ય રીતે સમજવામાં આવશે, તો એ આપણાં એકંદર જીવન અને અસ્તિત્વની સાચી સમજ કેળવવામાં મદદરૂપ થશે. આ પરિભાષાઓની સ્પષ્ટ સમજણ આપણને વસ્તુઓને યોગ્ય પરિપ્રેક્ષ્યમાં જોવાની દૃષ્ટિ આપશે, જે આપણને સાર્વભૌમ સત્યો તથા ધાર્મિક-સામાજિક ઐક્ય તરફ દોરી જશે.

મહર્ષિ ગુજરાતના સપૂત હતા એ ગુજરાત માટે ગર્વની વાત છે. પરંતુ ગુજરાતમાં તેમના વિશે જાણનારાઓની સંખ્યા બહુ જ અલ્પ છે. બહુ જ ઓછા ગુજરાતીઓ તેમનાં જીવન, ચિંતન, કાર્યો અને યોગદાનથી પરિચિત છે. મહર્ષિનાં મંતવ્યો તથા સિદ્ધાંતોને પ્રગટ કરતું આ પુસ્તક કેટલાક વધુ લોકોને મહર્ષિની વિચારધારાથી પરિચિત થવામાં મદદરૂપ થશે એ હેતુથી તેનું પ્રકાશન કરવામાં આવ્યું છે.

મહર્ષિના જન્મને બસો વર્ષ થઈ રહ્યાં છે. મહર્ષિ દ્વારા પ્રવર્તિત આર્યસમાજ પણ આ નિમિત્તે ઠેર ઠેર અનેકવિધ કાર્યક્રમોનું આયોજન કરી રહ્યો છે. ૨૦૨૫માં આર્યસમાજની સ્થાપનાને દોઢસો વર્ષ પૂરાં થઈ રહ્યાં છે. આથી આ બે-ત્રણ વર્ષ દરમિયાન મહર્ષિ, આર્યસમાજ તથા વૈદિક ધર્મ વિશે અધિકાધિક લોકોને જાણકારી પ્રાપ્ત થઈ શકે એ દિશામાં વિશેષ પ્રયત્નો કરવામાં આવી રહ્યા છે. કેન્દ્ર સરકારના સંસ્કૃતિ મંત્રાલયે મહર્ષિની દ્વિતીય જન્મ શતાબ્દી વર્ષને 'જ્ઞાન જ્યોતિ પર્વ' રૂપે ઉજવવાની ઘોષણા કરી છે, જેનો શુભારંભ વડાપ્રધાન શ્રી નરેન્દ્ર મોદીની હાજરીમાં સંસ્કૃતિ મંત્રાલય દ્વારા ૧૨ ફેબ્રુઆરી ૨૦૨૩ના રોજ દિલ્હીમાં આયોજિત એક ભવ્ય કાર્યક્રમમાં કરવામાં આવ્યો છે. મહર્ષિની જન્મભૂમિ ટંકારામાં ૧૦-૧૧-૧૨ ફેબ્રુઆરી, ૨૦૨૪ દરમિયાન તેમના દ્વિતીય જન્મ શતાબ્દી મહોત્સવનું આયોજન વિશાળ સ્તર પર થવા જઈ રહ્યું છે, જેમાં દેશના રાષ્ટ્રપતિ શ્રીમતી દ્રૌપદી મુર્મુ પણ પધારી રહ્યાં છે. આ કાર્યક્રમમાં દેશવિદેશના મહર્ષિ દયાનંદના હજારો અનુયાયીઓ, ભક્તો અને પ્રશંસકો એકઠા થવાના છે. આ નિમિત્તે તેમના મંતવ્યો અને સિદ્ધાંતોનો પ્રકાશ કરતું આ પુસ્તક ખૂબ જ સાર્થક અને ઉપયોગી બની રહેશે એવી આશા છે.

**- ભાવેશ મેરજા**

૮-૧૭ જીએનએફસી ટાઉનશિપ,
પો. નર્મદાનગર,
ભરૂચ -૩૯૨૦૧૫.
મો. ૯૮૭૯૫૨૮૨૪૭
ઈમેલઃ bcmerja@gmail.com

# સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ

## (મહર્ષિ દયાનંદ રચિત સત્યાર્થપ્રકાશનું છેલ્લું પ્રકરણ)

જેને સદાથી સર્વ લોકો માનતા આવ્યા છે, આજે પણ માને છે, અને આગળ પણ માનશે, તેનું નામ છે : ‘સર્વતંત્ર સિદ્ધાંત’ એટલે કે ‘સામ્રાજ્ય ધર્મ’. એટલા માટે તેને ‘નિત્ય ધર્મ’ કહે છે, કે જેના વિરોધી કોઈ પણ ન હોઈ શકે. જો કોઈ અવિદ્યાયુક્ત મનુષ્ય અથવા કોઈ મત-સંપ્રદાયવાળાથી ભ્રમિત થયેલો મનુષ્ય જે વિપરીત કે આડું-અવળું જાણે કે માને છે, તેનો કોઈ પણ બુદ્ધિમાન મનુષ્ય સ્વીકાર કરતો નથી. પરંતુ જેને ‘આપ્ત’ એટલે કે સત્યમાની, સત્યવાદી, સત્યકારી, પરોપકારી, પક્ષપાતરહિત વિદ્વાનો માને છે, તે જ સર્વને માટે મંતવ્ય - માનવા જેવું છે; અને જેને આવા આપ્ત લોકો નથી માનતા તે અમંતવ્ય હોવાથી પ્રમાણ-યોગ્ય હોતું નથી.

હવે જે વેદ વગેરે સત્ય શાસ્ત્રોએ અને બ્રહ્માથી લઈને જૈમિનિ મુનિ સુધીનાઓએ માન્ય કરેલા ઈશ્વર વગેરે પદાર્થો છે, જેને હું પણ માનું છું, તેને સર્વ સજ્જન મહાશયોની સમક્ષ પ્રકાશિત કરું છું.

હું મારું મંતવ્ય તેને જ જાણું છું કે જે ત્રણેય કાળમાં સર્વને એક સરખું માનવા યોગ્ય છે. મારો કોઈ નવીન કલ્પના કે મતમતાંતર ચલાવવાનો લેશ માત્ર પણ અભિપ્રાય નથી. પરંતુ જે સત્ય છે તેને માનવું-મનાવવું અને જે અસત્ય છે તેને છોડવું-છોડાવવું એ જ મને અભીષ્ટ છે - એ જ મારો હેતુ છે.

જો હું પક્ષપાત કરત તો આર્યાવર્તના પ્રચલિત મત-સંપ્રદાયોમાંથી કોઈ એક મતનો આગ્રહી હોત. પરંતુ આર્યાવર્તમાં કે અન્ય દેશોમાં જે-જે અધર્મયુક્ત ચાલચલણ છે તેનો સ્વીકાર, અને જે-જે ધર્મયુક્ત વાતો છે તેનો ત્યાગ કરતો નથી અને કરવા ચાહતો પણ નથી; કારણ કે એમ કરવું એ મનુષ્ય-ધર્મનું ઉલંઘ્ઘન છે.

'મનુષ્ય' તેને જ કહેવો કે જે મનનશીલ થઈને અન્યોનાં સુખ-દુઃખ અને હાનિ-લાભને સ્વ-આત્મવત્ સમજે; અન્યાયકારી ભલે બળવાન હોય પરંતુ તેનાથી જે ડરે નહિ અને ધર્માત્મા ભલે નિર્બળ હોય તોપણ તેનાથી જે ડરતો રહે. એટલું જ નહિ, પરંતુ પોતાના સર્વ સામર્થ્યથી ધર્માત્માઓનું - ભલે તેઓ અનાથ, નિર્બળ અને ગુણ-રહિત પણ કેમ ન હોય, છતાંય તેઓનું - રક્ષણ, ઉન્નતિ અને પ્રિય આચરણ; અને અધર્મી ચાહે ચક્રવર્તી, સનાથ, મહા-બળવાન અને ગુણવાન પણ કેમ ન હોય, છતાંય તેમનો નાશ, અવનતિ અને અપ્રિય આચરણ સદા કર્યા કરે. એટલે કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી અન્યાયકારીઓના બળની હાનિ અને ન્યાયકારીઓના બળની ઉન્નતિ બધી રીતે કર્યા કરે. આ કામમાં ભલે તેને ગમે એટલું દારુણ દુઃખ પ્રાપ્ત થાય, ભલે પ્રાણ પણ ચાલ્યો જાય, પરંતુ આ મનુષ્યરૂપ ધર્મનો ત્યાગ ક્યારેય ન કરવો.

આ વિશે શ્રીમાન્ મહારાજા ભર્તૃહરિજી વગેરેએ જે શ્લોક કહ્યા છે, તેને યોગ્ય - ઉપયોગી સમજીને લખું છું :

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु**
**लक्ष्मीः समाविशतु गच्छत वा यथेष्टम् ।**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा**
**न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥१॥**[1]

- ભર્તૃહરિ : નીતિશતક : ૮૫

**न जातु कामान्न भयान्न लोभाद् धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।**
**धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥**[2]

- મહાભારત : ઉદ્યોગપર્વ-પ્રજાગરપર્વ : ૪૦.૧૧-૧૨

---

૧. વ્યવહાર-કુશળ માણસો ભલે નિંદા કરે કે પ્રશંસા કરે, લક્ષ્મી આવે અગર ચાલી જાય, મરણ આજે આવે કે હજારો વરસ પછી આવે, પરંતુ ધીર - જ્ઞાની પુરુષો ન્યાય માર્ગેથી એક ડગલું સરખુંય વિચલિત થતા નથી.

૨. મનુષ્યે ક્યારેય મનોરથોની પૂર્તિ માટે, ભય, લોભ વગેરેને કારણે અને જીવિત રહેવાની કામનાથી પણ ધર્મનો ત્યાગ ન કરવો; કારણ કે ધર્મ નિત્ય છે, પરલોકમાં પણ સાથે જનારો છે, જ્યારે સુખ-દુઃખ અનિત્ય છે; જીવાત્મા નિત્ય છે, જ્યારે તેનાં શરીર વગેરે સાધન અનિત્ય છે; આથી અનિત્યને બદલે નિત્યને મહત્ત્વ આપવું જોઈએ, નિત્યમાં સ્થિત - પ્રતિષ્ઠિત થવું જોઈએ.

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥**[1]

- મનુસ્મૃતિ : ૮.૧૭

**सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः ।**
**येनाऽऽक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥**[2]

- મુંડકોપનિષદ્ : ૩.૧.૬

**नहि सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।**
**नहि सत्यात्परं ज्ञानं तस्मात् सत्यं समाचरेत् ॥**[3]

- ઉપનિષદાદિ (દ્ર. મહાભારત : શાંતિપર્વ ૧૬૨.૨૪)

આ જ મહાશયોના શ્લોકોના અભિપ્રાય અનુકૂળ સર્વેએ નિશ્ચય રાખવો યોગ્ય છે.

હવે હું જે-જે પદાર્થોને જેવા-જેવા માનું છું, તેનું-તેનું વર્ણન સંક્ષેપથી અહીં કરું છું, કે જેનું વિશેષ વ્યાખ્યાન આ (સત્યાર્થપ્રકાશ) ગ્રંથમાં તે-તે પ્રકરણમાં કરી દીધું છે. તેમાંથી -

૧. **ઈશ્વર :** પ્રથમ 'ઈશ્વર' કે જેનાં બ્રહ્મ, પરમાત્મા વગેરે નામ છે; જે સચ્ચિદાનંદ વગેરે લક્ષણયુક્ત છે; જેનાં ગુણ-કર્મ-સ્વભાવ પવિત્ર છે; જે સર્વજ્ઞ, નિરાકાર, સર્વવ્યાપક, અજન્મા, અનંત, સર્વશક્તિમાન, દયાળુ, ન્યાયકારી, સર્વ સૃષ્ટિનો કર્તા-ધર્તા-હર્તા અને સર્વ જીવોને કર્મ અનુસાર સત્ય ન્યાયથી ફળ આપનાર વગેરે લક્ષણયુક્ત છે, તેને જ 'પરમેશ્વર' માનું છું.

---

૧. ધર્મ જ એક એવો મિત્ર - સાથી છે, જે મર્યા પછી પણ આત્માની સાથે-સાથે જાય છે. બીજી પ્રત્યેક ભૌતિક વસ્તુ તો શરીરની સાથે જ નષ્ટ થઈ જાય છે.

૨. સત્યનો જ જય થાય છે, અસત્યનો નહિ. 'દેવયાન' - દેવત્વનો માર્ગ સત્યથી જ નિર્મિત થાય છે. આ માર્ગનું અનુસરણ કરનાર 'આપ્તકામ' - જેની ઈશ્વર-પ્રાપ્તિરૂપ ઇચ્છા ફળી હોય તેવા સંતુષ્ટ ઋષિઓ જ્યાં પહોંચે છે, તે પરમ ધામ સત્યનું જ છે.

૩. સત્યથી મોટો કોઈ ધર્મ નથી અને અસત્યથી મોટું કોઈ મહાપાપ નથી. આ જ રીતે સત્યથી વધીને કોઈ જ્ઞાન પણ નથી. આથી મનુષ્યે પ્રત્યેક સ્થિતિમાં સત્યનું જ આચરણ કરવું જોઈએ.

૨. **વેદ :** ચારે 'વેદ' (વિદ્યા-ધર્મ-યુક્ત ઈશ્વર-પ્રણીત સંહિતા - મંત્ર ભાગ)ને નિર્ભ્રાંત - ભ્રાંતિ વગરના અને સ્વતઃ-પ્રમાણ માનું છું. એ સ્વયં પ્રમાણરૂપ છે કે જેનાં પ્રમાણ હોવામાં કોઈ બીજા ગ્રંથની અપેક્ષા - આવશ્યકતા નથી. જેમ સૂર્ય કે પ્રદીપ પોતાના સ્વરૂપના સ્વતઃ પ્રકાશક હોય છે અને પૃથ્વી વગેરેના પણ પ્રકાશક હોય છે, તેમ જ ચારે વેદ છે. અને ચારે વેદોના ચાર બ્રાહ્મણ, છ અંગ, છ ઉપાંગ, ચાર ઉપવેદ અને વેદોની અગિયાર સો સત્તાવીસ શાખાઓ કે જે વેદોનાં વ્યાખ્યાનરૂપ બ્રહ્મા વગેરે મહર્ષિઓના બનાવેલા ગ્રંથો છે, તેને પરતઃ-પ્રમાણ માનું છું એટલે કે વેદ-અનુકૂળ હોવાથી પ્રમાણ અને એમાં જે વેદવિરુદ્ધ વચન છે, તેને અપ્રમાણ કરું છું.

૩. **ધર્મ-અધર્મ :** જે પક્ષપાત-રહિત, ન્યાય-આચરણ, સત્ય-ભાષણ વગેરે યુક્ત ઈશ્વર-આજ્ઞા - વેદોથી અવિરુદ્ધ છે, તેને 'ધર્મ' માનું છું; અને જે પક્ષપાત-સહિત, અન્યાય-આચરણ, મિથ્યા-ભાષણ વગેરે યુક્ત ઈશ્વર-આજ્ઞા-ભંગ - વેદ-વિરુદ્ધ છે, તેને 'અધર્મ' માનું છું.

૪. **જીવ :** જે ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને જ્ઞાન વગેરે ગુણ યુક્ત અલ્પજ્ઞ નિત્ય છે, તેને 'જીવ' માનું છું.

૫. **જીવ અને ઈશ્વર :** જીવ અને ઈશ્વર સ્વરૂપ અને વૈધર્મ્યથી ભિન્ન છે, અને વ્યાપ્ય-વ્યાપક અને સાધર્મ્યથી અભિન્ન છે. એટલે કે જેવી રીતે આકાશથી મૂર્તિમાન દ્રવ્ય કદી ભિન્ન ન હતું, ન છે, અને ન થશે; અને ન કદી એક હતાં, ન છે, અને ન થશે; એ જ પ્રકારે પરમેશ્વર અને જીવને વ્યાપક-વ્યાપ્ય, ઉપાસ્ય-ઉપાસક અને પિતા-પુત્ર આદિ સંબંધયુક્ત માનું છું.

૬. **અનાદિ નિત્ય પદાર્થ :** ત્રણ પદાર્થો 'અનાદિ' છે - ઈશ્વર, જીવ અને પ્રકૃતિ એટલે કે જગતનું (ઉપાદાન) કારણ. એમને 'નિત્ય' પણ કહે છે. જે પદાર્થ નિત્ય હોય છે, તેનાં ગુણ-કર્મ-સ્વભાવ પણ નિત્ય હોય છે.

૭. **પ્રવાહથી અનાદિ :** જે દ્રવ્ય, ગુણ અને કર્મ સંયોગથી ઉત્પન્ન થાય છે, તે વિયોગ બાદ નથી રહેતાં. પરંતુ જેનાથી પ્રથમ સંયોગ થાય

છે, તે સામર્થ્ય તેનામાં અનાદિ છે. અને તેનાથી ફરી સંયોગ તથા વિયોગ પણ થશે. એ ત્રણેયને 'પ્રવાહથી અનાદિ' માનું છું.[૧]

૮. **સૃષ્ટિ** : જે પૃથક્ દ્રવ્યોનું જ્ઞાન-યુક્તિપૂર્વક મેળ થઈને અનેક રૂપ બનવું છે, તેને 'સૃષ્ટિ' કહે છે.

૯. **સૃષ્ટિનું પ્રયોજન :** સૃષ્ટિનું પ્રયોજન એ જ છે કે જેમાં ઈશ્વરનાં સૃષ્ટિ-નિમિત્ત ગુણ-કર્મ-સ્વભાવ સફળ થવાં. જેમ કોઈએ કોઈને પૂછ્યું કે : આંખ શા માટે છે ? તેણે કહ્યું કે : જોવા માટે. તેવી જ રીતે સૃષ્ટિ કરવાનું ઈશ્વરનું જે સામર્થ્ય છે, તેની સફળતા સૃષ્ટિ કરવામાં છે. આ ઉપરાંત જીવોનાં કર્મોનો બરાબર ભોગ કરાવવો વગેરે પણ સૃષ્ટિનાં અન્ય પ્રયોજન છે.

૧૦. **સૃષ્ટિ સકર્તૃક :** સૃષ્ટિ સકર્તૃક છે. તેનો કર્તા પૂર્વોક્ત ઈશ્વર છે; કારણ કે સૃષ્ટિની રચના જોવાથી અને જડ પદાર્થોમાં આપોઆપ યથાયોગ્ય બીજ વગેરે સ્વરૂપ બનવાનું સામર્થ્ય ન હોવાથી સૃષ્ટિનો કર્તા અવશ્ય છે.

૧૧. **બંધ અથવા બંધન :** બંધન સનિમિત્તક એટલે કે અવિદ્યારૂપી નિમિત્તથી છે. જે-જે પાપકર્મ, ઈશ્વરથી ભિન્નની ઉપાસના, અજ્ઞાન વગેરે છે, તે બધાં દુઃખરૂપી ફળ આપનારાં છે. એટલા જ માટે આ 'બંધન' છે, કે જેની ઇચ્છા નથી અને ભોગવવું પડે છે.

૧૨. **મુક્તિ :** સર્વ દુઃખોથી છૂટીને બંધન-રહિત સર્વવ્યાપક ઈશ્વર અને તેની સૃષ્ટિમાં સ્વેચ્છાપૂર્વક વિચરવું એ 'મુક્તિ' છે. નિયત સમય સુધી મુક્તિનો આનંદ ભોગવીને જીવ સંસારમાં પાછો આવે છે.

૧૩. **મુક્તિનાં સાધન :** ઈશ્વર-ઉપાસના એટલે કે યોગાભ્યાસ, ધર્માનુષ્ઠાન, બ્રહ્મચર્યથી વિદ્યા-પ્રાપ્તિ, આપ્ત વિદ્વાનોનો સંગ, સત્ય વિદ્યા, સુવિચાર અને પુરુષાર્થ વગેરે મુક્તિનાં સાધન છે.

---

૧. અહીં જે ત્રણેયને 'પ્રવાહથી અનાદિ' કહ્યા છે, તે ત્રણેયમાં દ્રવ્ય, ગુણ અને કર્મની ગણના કરવામાં આવી છે. જે-જે દ્રવ્ય, ગુણ અને કર્મ ઉત્પન્ન થતાં રહે છે, તે નષ્ટ પણ થતાં રહે છે. તેના ઉત્પન્ન અને નષ્ટ થવાના પ્રવાહનો કોઈ આરંભ ન હોવાથી એ ત્રણેય (દ્રવ્ય, ગુણ અને કર્મ)ને 'પ્રવાહથી અનાદિ' કહેવામાં આવ્યા છે.

૧૪. **અર્થ-અનર્થ :** જે ધર્મથી જ પ્રાપ્ત કરવામાં આવે છે, તેને 'અર્થ' કહે છે; અને જે અધર્મથી સિદ્ધ થાય છે, તેને 'અનર્થ' કહે છે.

૧૫. **કામ :** જેની પ્રાપ્તિ ધર્મ અને અર્થથી કરવામાં આવે છે, તેને 'કામ' કહે છે.

૧૬. **વર્ણાશ્રમ :** વર્ણાશ્રમ ગુણ-કર્મોની યોગ્યતાથી માનું છું.

૧૭. **રાજા :** જે શુભ ગુણ-કર્મ-સ્વભાવથી પ્રકાશમાન, પક્ષપાત-રહિત, ન્યાયધર્મનું સેવન કરનાર, પ્રજા સાથે પિતૃ સમાન વર્તે અને તેમને પુત્ર સમાન માની તેમની ઉન્નતિ અને સુખ-વૃદ્ધિ માટે હંમેશાં પ્રયત્ન કર્યા કરે, તેને 'રાજા' કહે છે.

૧૮. **પ્રજા :** જે પવિત્ર ગુણ-કર્મ-સ્વભાવ ધારણ કરી, પક્ષપાત રહિત ન્યાયધર્મના સેવનથી, રાજા અને પ્રજાની ઉન્નતિ ચાહી, રાજવિદ્રોહ રહિત, રાજા સાથે પુત્રવત્ વર્તે, તેને 'પ્રજા' કહે છે.

૧૯. **ન્યાયકારી :** જે હંમેશાં વિચાર કરીને અસત્ય છોડી સત્યને ગ્રહણ કરે, અન્યાયકારીઓને દૂર કરે અને ન્યાયકારીઓનું સંવર્ધન કરે, પોતાના આત્મા સમાન સર્વનું સુખ ઇચ્છે, તેને હું 'ન્યાયકારી' માનું છું.

૨૦. **દેવ-અસુર-રાક્ષસ-પિશાચ :** વિદ્વાનોને 'દેવ', અવિદ્વાનોને 'અસુર', પાપીઓને 'રાક્ષસ' અને અનાચારીઓને 'પિશાચ' માનું છું.

૨૧. **દેવપૂજા-અદેવપૂજા :** એ જ વિદ્વાનો, માતા, પિતા, આચાર્ય, અતિથિ, ન્યાયકારી રાજા અને ધર્માત્મા જન, પતિવ્રતા સ્ત્રી અને સ્ત્રીવ્રત પતિનો સત્કાર કરવો એ 'દેવપૂજા' કહેવાય છે, જ્યારે એનાથી વિપરીતને 'અદેવપૂજા' કહે છે. આ જ મૂર્તિઓને (એટલે કે ઉપર લખેલાં જીવિત વિદ્વાન, માતા-પિતા વગેરેને) પૂજ્ય - સત્કાર-યોગ્ય માનું છું, અને તેમનાથી ભિન્ન પથ્થર વગેરેની જડ મૂર્તિઓને હું સર્વથા અપૂજ્ય સમજું છું.

૨૨. **શિક્ષા :** જેનાથી વિદ્યા, સભ્યતા, ધાર્મિકતા, જિતેન્દ્રિયતા વગેરેની વૃદ્ધિ થાય અને અવિદ્યા વગેરે દોષ છૂટે, તેને 'શિક્ષા' કહે છે.

૨૩. **પુરાણ :** જે બ્રહ્મા વગેરેના બનાવેલા ઐતરેય વગેરે બ્રાહ્મણ-ગ્રંથો છે, એ જ ગ્રંથોને 'પુરાણ', 'ઇતિહાસ', 'કલ્પ', 'ગાથા' અને 'નારાશંસી' નામથી માનું છું; અન્ય ભાગવત વગેરેને નહિ.

૨૪. **તીર્થ :** જેનાથી દુઃખસાગર પાર ઉતરાય કે જે સત્ય-ભાષણ, વિદ્યા, સત્સંગ, યમ વગેરે યોગાભ્યાસ, પુરુષાર્થ, વિદ્યાદાન વગેરે શુભ કર્મ છે, તેને 'તીર્થ' સમજું છું; બીજાં જળ-સ્થળ વગેરેને નહિ.

૨૫. **પુરુષાર્થ પ્રારબ્ધથી શ્રેષ્ઠ :** પુરુષાર્થ પ્રારબ્ધથી એટલા માટે શ્રેષ્ઠ છે કે પુરુષાર્થથી સંચિત પ્રારબ્ધ બને છે. જેના સુધરવાથી સર્વ સુધરે અને જેના બગડવાથી સર્વ બગડે છે, આથી પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે.

૨૬. **ઉત્તમ-અધમ મનુષ્ય :** જે મનુષ્ય સર્વની સાથે યથાયોગ્ય અને સુખ-દુઃખ તથા હાનિ-લાભમાં સ્વ-આત્મવત્ વર્તે છે, તેને ઉત્તમ સમજું છું; અને જે આથી વિરુદ્ધ વર્તે છે, તેને અધમ સમજું છું.

૨૭. **સંસ્કાર :** જેનાથી શરીર, મન અને આત્મા ઉત્તમ બને તેને 'સંસ્કાર' કહે છે. તે ગર્ભાધાન વગેરે સોળ પ્રકારના છે. તેને હું કર્તવ્ય સમજું છું. અને દહન - અંત્યેષ્ટિ પછી મૃતક માટે કંઈ પણ ન કરવું જોઈએ.

૨૮. **યજ્ઞ :** જેમાં વિદ્વાનોનો સત્કાર કરવામાં આવતો હોય, જેમાં યથાયોગ્ય 'શિલ્પ' એટલે કે રસાયણ કે જે પદાર્થ-વિદ્યા છે તેનો ઉપયોગ થતો હોય તે અને જે વિદ્યા વગેરે શુભ ગુણોનું દાન તથા અગ્નિહોત્ર વગેરે કે જેનાથી વાયુ, વરસાદ, પાણી, ઓષધિને પવિત્ર - શુદ્ધ કરીને સર્વ જીવોને સુખ પહોંચાડવું છે, તેને 'યજ્ઞ' કહે છે. હું યજ્ઞને ઉત્તમ સમજું છું.

૨૯. **આર્ય-દસ્યુ :** શ્રેષ્ઠ મનુષ્યોને 'આર્ય' અને દુષ્ટ મનુષ્યોને 'દસ્યુ' કહેવામાં આવે છે. હું પણ તેમ જ માનું છું.

૩૦. **આર્યાવર્ત :** આ ભૂમિનું નામ 'આર્યાવર્ત' દેશ એટલા માટે છે કે તેમાં સૃષ્ટિના આરંભથી જ આર્ય લોકો નિવાસ કરે છે. પરંતુ તેની સીમા ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિંધ્યાચળ, પશ્ચિમમાં અટક અને પૂર્વમાં બ્રહ્મપુત્રા નદી છે. એ ચારેયના મધ્યમાં જેટલો દેશ છે, તેને 'આર્યાવર્ત' કહે છે; અને જે લોકો સદાથી તેમાં વસે છે, તેમને પણ 'આર્ય' કહે છે.

૩૧. **આચાર્ય :** જે સાંગોપાંગ - અંગ-ઉપાંગ સહિત વેદ-વિદ્યાઓના અધ્યાપક, સત્ય આચારનું ગ્રહણ અને મિથ્યા આચારનો ત્યાગ કરાવે છે, તે 'આચાર્ય' કહેવાય છે.

૩૨. **શિષ્ય :** જે સત્ય શિક્ષા અને વિદ્યાને ગ્રહણ કરવા યોગ્ય, ધર્માત્મા, વિદ્યા-ગ્રહણની ઈચ્છા ધરાવતો અને આચાર્યને પ્રિય હોય તેવું આચરણ કરનારો છે, તે 'શિષ્ય' કહેવાય છે.

૩૩. **ગુરુ :** માતા, પિતા અને જે સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરાવે તે પણ 'ગુરુ' કહેવાય છે.

૩૪. **પુરોહિત :** જે યજમાનનો હિતકારી અને સત્યનો ઉપદેશ કરનાર હોય તેને 'પુરોહિત' કહે છે.

૩૫. **ઉપાધ્યાય :** જે વેદોના અમુક ભાગ કે અંગોને ભણાવતો હોય તેને 'ઉપાધ્યાય' કહે છે.

૩૬. **શિષ્ટાચાર :** જે ધર્માચરણપૂર્વક બ્રહ્મચર્યથી વિદ્યા ગ્રહણ કરી, પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો છે, એ જ 'શિષ્ટાચાર' કહેવાય છે, અને જે વ્યક્તિ એ કરે છે તે 'શિષ્ટ' કહેવાય છે.

૩૭. **પ્રમાણ :** પ્રત્યક્ષ વગેરે આઠ પ્રમાણને પણ હું માનું છું.

૩૮. **આપ્ત :** જે યથાર્થ વક્તા, ધર્માત્મા, સર્વના સુખ માટે પ્રયત્ન કરે છે, તેને જ હું 'આપ્ત' કહું છું.

૩૯. **પરીક્ષા :** પરીક્ષા પાંચ પ્રકારની છે : ૧. ઈશ્વર - તેનાં ગુણ-કર્મ-સ્વભાવ અને વેદ-વિદ્યા ૨. પ્રત્યક્ષ વગેરે આઠ પ્રમાણ ૩. સૃષ્ટિક્રમ ૪. આપ્તોનો વ્યવહાર અને ૫. પોતાના આત્માની પવિત્રતા - વિદ્યા. આ પાંચ પરીક્ષાઓથી સત્ય-અસત્યનો નિર્ણય કરીને સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો જોઈએ.

૪૦. **પરોપકાર :** જેથી સર્વ મનુષ્યોના દુરાચાર - દુઃખ છૂટી, શ્રેષ્ઠાચાર અને સુખ વધે, તે કરવાને 'પરોપકાર' કહું છું.

૪૧. **સ્વતંત્ર-પરતંત્ર :** જીવ પોતાનાં કાર્યોમાં સ્વતંત્ર અને કર્મફળ ભોગવવામાં ઈશ્વરની વ્યવસ્થાથી પરતંત્ર છે. એ જ રીતે ઈશ્વર પણ પોતાનાં સત્ય-આચાર વગેરે કામ કરવામાં સ્વતંત્ર છે.

૪૨. **સ્વર્ગ :** સુખ-વિશેષ ભોગ અને તેની સામગ્રીની પ્રાપ્તિનું નામ 'સ્વર્ગ' છે.

૪૩. **નરક :** જે દુઃખ-વિશેષ ભોગ અને તેની સામગ્રીને પ્રાપ્ત થવું છે, તેને 'નરક' કહે છે.

૪૪. **જન્મ :** જે શરીર ધારણ કરીને પ્રગટ થવું છે, તેને 'જન્મ' કહે છે. તેને પૂર્વ, પર અને મધ્ય એટલે કે પહેલાંનો, પછીનો અને વર્તમાન - એ ભેદથી ત્રણેય પ્રકારના માનું છું.

૪૫. **જન્મ-મૃત્યુ :** આત્મા સાથે શરીરના સંયોગનું નામ 'જન્મ' અને વિયોગ-માત્રને 'મૃત્યુ' કહે છે.

૪૬. **વિવાહ :** જે નિયમપૂર્વક, પ્રસિદ્ધિથી, પોતાની ઇચ્છાથી પાણિગ્રહણ કરવું છે, તે 'વિવાહ' કહેવાય છે.

૪૭. **નિયોગ :** વિવાહ પછી, પતિ કે પત્નીના મૃત્યુ વગેરેને કારણે થતા વિયોગમાં અથવા નપુસંકત્વ કે વંધ્યત્વ વગેરે સ્થિર રોગોમાં સ્ત્રી કે પુરુષ દ્વારા આપત્કાળમાં સ્વ-વર્ણ કે પોતાનાથી ઉત્તમ વર્ણની સ્ત્રી કે પુરુષ સાથે સંતાનોત્પત્તિ કરવી, એ 'નિયોગ' કહેવાય છે.

૪૮. **સ્તુતિ :** ગુણોનું કીર્તન-શ્રવણ કરવું અને જ્ઞાન થવું, એ 'સ્તુતિ' કહેવાય છે. સ્તુતિનું ફળ પ્રીતિ વગેરેનું ઉત્પન્ન થવું છે.

૪૯. **પ્રાર્થના** : પોતાના સામર્થ્ય ઉપરાંત ઈશ્વરના સંબંધથી જે વિજ્ઞાન વગેરે પ્રાપ્ત થાય છે, તેને માટે ઈશ્વર પાસે યાચના કરવી એ 'પ્રાર્થના' કહેવાય છે. તેનું ફળ નિરભિમાન વગેરે છે.

૫૦. **ઉપાસના** : જેવાં ઈશ્વરનાં ગુણ-કર્મ-સ્વભાવ પવિત્ર છે, તેવાં પોતાનાં કરવાં; ઈશ્વરને સર્વવ્યાપક અને પોતાને વ્યાપ્ત જાણીને, ઈશ્વરની નિકટ હું અને મારી નિકટ ઈશ્વર છે, એવો નિશ્ચય યોગાભ્યાસથી સાક્ષાત્ કરવો, એ 'ઉપાસના' કહેવાય છે. તેનું ફળ જ્ઞાનની ઉન્નતિ વગેરે છે.

૫૧. **સગુણ-નિર્ગુણ સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના :** જે-જે ગુણ પરમેશ્વરમાં છે તેનાથી તેને યુક્ત, અને જે-જે ગુણ પરમેશ્વરમાં નથી તેનાથી તેને અલગ માનીને તેની પ્રશંસા કરવી, એ 'સગુણ-નિર્ગુણ-સ્તુતિ'

કહેવાય છે. શુભ ગુણોને ગ્રહણ કરાવવાની અને દોષોને છોડાવવાની ઇચ્છાપૂર્વક પરમાત્માની સહાય ચાહવી, એ 'સગુણ-નિર્ગુણ-પ્રાર્થના' કહેવાય છે. અને પરમેશ્વરને તેના સર્વ સ્વાભાવિક અને શ્રેષ્ઠ ગુણોથી સહિત અને સર્વ દોષોથી રહિત માનીને, પોતાનો આત્મા તે પરમેશ્વર અને તેની આજ્ઞાને અર્પણ કરી દેવો, એ 'સગુણ-નિર્ગુણ-ઉપાસના' કહેવાય છે.

અહીં મેં મારા સિદ્ધાંતો ટૂંકમાં દર્શાવી દીધા છે. તેની વિશેષ વ્યાખ્યા આ જ 'સત્યાર્થપ્રકાશ'ના જે-તે પ્રકરણમાં છે અને મારા 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' વગેરે ગ્રંથોમાં પણ લખી છે. એટલે કે જે-જે વાત સર્વની સામે માનનીય છે - સર્વ-સ્વીકૃત છે, તેને હું માનું છું. જેમ કે, સત્ય બોલવું સર્વની સામે સારું અને મિથ્યા બોલવું ખરાબ છે, એવા સિદ્ધાંતોનો સ્વીકાર કરું છું. અને જે મત-મતાંતરોના પરસ્પર-વિરુદ્ધ ઝઘડાઓ છે, તેને હું પસંદ કરતો નથી; કારણ કે આ જ મત-પંથવાળાઓએ પોતપોતાના મત-પંથોનો પ્રચાર કરી મનુષ્યોને ફસાવી એકબીજાના શત્રુ બનાવી દીધા છે. આ વાતને દૂર કરી, સર્વ સત્યનો પ્રચાર કરી, સર્વને એક મતના કરી, દ્વેષ છોડાવી, પરસ્પરમાં દૃઢ પ્રીતિયુક્ત કરાવી, સર્વથી સર્વને સુખ-લાભ પહોંચાડવા માટે મારો પ્રયત્ન અને અભિપ્રાય છે. સર્વશક્તિમાન પરમાત્માની કૃપા, સહાય અને આપ્ત-જનોની સહાનુભૂતિથી આ સિદ્ધાંત સંસારભરમાં જલદી પ્રવૃત્ત થાય કે જેથી સર્વ લોકો સહેલાઈથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ કરીને સદા ઉન્નત અને આનંદિત થતાં રહે - આ જ મારું મુખ્ય પ્રયોજન છે.



# આર્યોદ્દેશ્યરત્નમાળા

## (મહર્ષિ દયાનંદ રચિત લઘુગ્રંથ)

૧. **ઈશ્વર :** જેનાં ગુણ-કર્મ-સ્વભાવ અને સ્વરૂપ સત્ય જ છે, જે કેવળ ચેતનમાત્ર વસ્તુ છે તથા જે એક, અદ્વિતીય, સર્વશક્તિમાન, નિરાકાર, સર્વવ્યાપક, અનાદિ અને અનંત વગેરે સત્ય ગુણવાળો છે અને જેનો સ્વભાવ અવિનાશી, જ્ઞાની, આનંદી, શુદ્ધ, ન્યાયકારી, દયાળુ અને અજન્મા વગેરે છે, જેનાં કર્મ જગતની ઉત્પત્તિ, પાલન અને વિનાશ કરવાં તથા સર્વ જીવોને પાપ-પુણ્યનાં ફળ ઠીક-ઠીક પહોંચાડવાં છે, તેને 'ઈશ્વર' કહે છે.

૨. **ધર્મ :** જેનું સ્વરૂપ ઈશ્વરનું આજ્ઞાનું યથાવત્ પાલન અને પક્ષપાત-રહિત ન્યાય, સર્વહિત કરવું છે કે જે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી સુપરીક્ષિત અને વેદોક્ત હોવાથી સર્વ મનુષ્યો માટે આ જ એક માનવા યોગ્ય છે, તેને 'ધર્મ' કહે છે.

૩. **અધર્મ :** જેનું સ્વરૂપ ઈશ્વરની આજ્ઞાને છોડીને અને પક્ષપાત-સહિત, અન્યાયી થઈને પરીક્ષણ કર્યા વગર પોતાનું જ હિત કરવું છે, જે અવિદ્યા, હઠ, અભિમાન, ક્રૂરતા વગેરે દોષયુક્ત હોવાને કારણે વેદ-વિદ્યાથી વિરુદ્ધ છે અને સર્વ મનુષ્યોએ છોડવા યોગ્ય છે, તેને 'અધર્મ' કહે છે.

૪. **પુણ્ય :** જેનું સ્વરૂપ વિદ્યા વગેરે શુભ ગુણોનું દાન અને સત્યભાષણ વગેરે સત્ય આચરણ કરવું છે, તેને 'પુણ્ય' કહે છે.

૫. **પાપ :** જે પુણ્યથી ઊલટું અને મિથ્યાભાષણ વગેરે કરવું છે, તેને 'પાપ' કહે છે.

૬. **સત્યભાષણ :** જેવું આપણા આત્મામાં હોય અને અસંભવ વગેરે દોષોથી રહિત કરીને હંમેશાં એવું જ બોલવાને 'સત્યભાષણ' કહે છે.

૭. **મિથ્યાભાષણ :** જે સત્યભાષણથી અર્થાત્ સત્ય બોલવાથી વિરુદ્ધ છે, તેને 'મિથ્યાભાષણ' કહે છે.

૮. **વિશ્વાસ :** જેનાં મૂળ અર્થ અને ફળ નિશ્ચય કરીને સત્ય જ હોય, તેનું નામ 'વિશ્વાસ' છે.

૯. **અવિશ્વાસ :** જે વિશ્વાસથી ઊલટો છે, જેનો તત્ત્વ અર્થ ન હોય, તે 'અવિશ્વાસ' કહેવાય છે.

૧૦. **પરલોક :** જેમાં સત્ય વિદ્યાથી પરમેશ્વરની પ્રાપ્તિ થાય અને એ પ્રાપ્તિથી આ જન્મ કે પુનર્જન્મ અને મોક્ષમાં પરમ સુખ પ્રાપ્ત થાય છે, તેને 'પરલોક' કહે છે.

૧૧. **અપરલોક :** જે પરલોકથી ઊલટો છે, જેમાં દુઃખ-વિશેષ ભોગવવામાં આવે છે, તેને 'અપરલોક' કહે છે.

૧૨. **જન્મ :** જેમાં જીવ કોઈ શરીરની સાથે સંયુક્ત થઈને કર્મ કરવામાં સમર્થ થાય છે, તેને 'જન્મ' કહે છે.

૧૩. **મરણ :** જે શરીરને પ્રાપ્ત થઈને જીવ ક્રિયા કરે છે, તે શરીર અને જીવનો કોઈ સમયે જે વિયોગ થઈ જાય છે, તેને 'મરણ' કહે છે.

૧૪. **સ્વર્ગ :** જીવ જે વિશેષ સુખ અને સુખની સામગ્રી પ્રાપ્ત કરે છે, તેને 'સ્વર્ગ' કહે છે.

૧૫. **નરક :** જીવ જે વિશેષ દુઃખ અને દુઃખની સામગ્રી પ્રાપ્ત કરે છે, તેને 'નરક' કહે છે.

૧૬. **વિદ્યા :** જેનાથી ઈશ્વરથી લઈને પૃથિવી પર્યંત પદાર્થોનું સત્ય વિજ્ઞાન થઈને એ પદાર્થોથી યથાયોગ્ય ઉપકાર લેવામાં આવે છે, તેનું નામ 'વિદ્યા' છે.

૧૭. **અવિદ્યા :** જે વિદ્યાથી વિપરીત છે; ભ્રમ, અંધકાર અને અજ્ઞાન રૂપ છે, તેને 'અવિદ્યા' કહે છે.

૧૮. **સત્પુરુષ :** જે સત્યપ્રિય, ધર્માત્મા, વિદ્વાન, સર્વહિતકારી અને મહાશય હોય છે, તેઓ 'સત્પુરુષ' કહેવાય છે.

૧૯. **સત્સંગ-કુસંગ** : જે કરવાથી જૂઠથી છૂટીને સત્યની પ્રાપ્તિ થાય છે, તેને 'સત્સંગ' કહે છે; અને જે કરવાથી જીવ પાપોમાં ફસે છે, તેને 'કુસંગ' કહે છે.

૨૦. **તીર્થ** : જેટલાં વિદ્યાભ્યાસ, સુવિચાર, ઈશ્વર-ઉપાસના, ધર્મ-અનુષ્ઠાન, સત્યનો સંગ, બ્રહ્મચર્ય, જિતેન્દ્રિયતા વગેરે ઉત્તમ કર્મ છે, તે બધાં 'તીર્થ' કહેવાય છે; કારણ કે એ કરવાથી જીવ દુઃખસાગરથી તરી જાય છે.

૨૧. **સ્તુતિ** : જે ઈશ્વર અથવા કોઈ બીજા પદાર્થના ગુણોનું જ્ઞાન, કથન, શ્રવણ અને સત્યભાષણ કરવું છે, તેને 'સ્તુતિ' કહે છે.

૨૨. **સ્તુતિનું ફળ** : જે ગુણોનું જ્ઞાન વગેરે કરવાથી ગુણવાળા પદાર્થોમાં પ્રીતિ થાય છે, તે 'સ્તુતિનું ફળ' કહેવાય છે.

૨૩. **નિંદા** : મિથ્યા જ્ઞાન, મિથ્યા ભાષણ, જૂઠમાં આગ્રહ વગેરે કરવાનું નામ 'નિંદા' છે કે જેમાં ગુણને છોડીને તેની જગ્યાએ અવગુણ લગાડવામાં આવે છે.

૨૪. **પ્રાર્થના** : પોતાનો પૂર્ણ પુરુષાર્થ કર્યા બાદ ઉત્તમ કર્મોની સિદ્ધિ માટે પરમેશ્વર કે કોઈ સામર્થ્યવાન મનુષ્યની સહાય લેવાને 'પ્રાર્થના' કહે છે.

૨૫. **પ્રાર્થનાનું ફળ** : અભિમાનનો નાશ, આત્મામાં આર્દ્રતા, ગુણોને ગ્રહણ કરવામાં પુરુષાર્થ અને અત્યંત પ્રીતિ થવી, એ 'પ્રાર્થનાનું ફળ' છે.

૨૬. **ઉપાસના** : જે કરવાથી પોતાના આત્માને ઈશ્વરના જ આનંદ-સ્વરૂપમાં મગ્ન કરવામાં આવે છે, તેને 'ઉપાસના' કહે છે.

૨૭. **નિર્ગુણ ઉપાસના** : પરમાત્માને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંયોગ, વિયોગ, હલકું, ભારે, અવિદ્યા, જન્મ, મરણ અને દુઃખ વગેરે ગુણોથી રહિત જાણીને તેની જે ઉપાસના કરવામાં આવે છે, તેને 'નિર્ગુણ ઉપાસના' કહે છે.

૨૮. **સગુણ ઉપાસના** : ઈશ્વરને સર્વજ્ઞ, સર્વશક્તિમાન, શુદ્ધ, નિત્ય, આનંદ, સર્વવ્યાપક, એક, સનાતન, સર્વકર્ત્તા, સર્વાધાર, સર્વસ્વામી, સર્વનિયંતા, સર્વાન્તર્યામી, મંગલમય, સર્વાનંદપ્રદ, સર્વપિતા, સર્વ જગતનો રચયિતા, ન્યાયકારી, દયાળુ વગેરે સત્ય ગુણોથી યુક્ત જાણીને તેની જે ઉપાસના કરવામાં આવે છે, તે 'સગુણ ઉપાસના' કહેવાય છે.

૨૯. **મુક્તિ :** જે સર્વ બૂરાં કામ અને જન્મ-મરણ વગેરે દુઃખસાગરથી છૂટીને સુખ-સ્વરૂપ પરમેશ્વરને પ્રાપ્ત કરીને સુખમાં જ રહેવું છે, તેને 'મુક્તિ' કહે છે.

૩૦. **મુક્તિનાં સાધનો :** પૂર્વોક્ત ઈશ્વરની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના કરવી, ધર્મનું આચરણ કરવું, પુણ્ય કરવું, સત્સંગ, વિશ્વાસ, તીર્થસેવન, સત્પુરુષોનો સંગ, પરોપકાર વગેરે સર્વ શુભ કર્મો કરવાં અને સર્વ દુષ્ટ કર્મોથી અલગ રહેવું, આ બધાં 'મુક્તિનાં સાધનો' કહેવાય છે.

૩૧. **કર્ત્તા :** જે સ્વતંત્રતાથી કર્મોનો કરનાર છે, અર્થાત્ જેને સ્વાધીન બધાં સાધન હોય છે, તે 'કર્ત્તા' કહેવાય છે.

૩૨. **કારણ :** જેને ગ્રહણ કરીને કરવાવાળો એટલે કે કર્તા કોઈ કાર્ય કે ચીજ બનાવી શકે છે, અર્થાત્ જેના વિના કોઈ પણ ચીજ બની શકતી નથી, તે 'કારણ' કહેવાય છે, જે ત્રણ પ્રકારનાં છે.

૩૩. **ઉપાદાન કારણ :** જેને ગ્રહણ કરીને જ કંઈ ઉત્પન્ન થાય અથવા કંઈ બનાવવામાં આવે, તેને 'ઉપાદાન કારણ' કહે છે. જેમ કે, માટીમાંથી ઘડો બને છે. (માટે માટી ઘડાનું 'ઉપાદાન કારણ' કહેવાય છે.)

૩૪. **નિમિત્ત કારણ :** જે બનાવવાવાળો છે, તેને 'નિમિત્ત કારણ' કહે છે. જેમ કે, કુંભાર ઘડો બનાવે છે, માટે કુંભાર 'નિમિત્ત કારણ' કહેવાય છે. આ પ્રકારના બનાવનારા પદાર્થોને 'નિમિત્ત કારણ' કહે છે.

૩૫. **સાધારણ કારણ :** ચાકડો, ડંડો વગેરેને અને દિશા, આકાશ, પ્રકાશ વગેરેને 'સાધારણ કારણ' કહેવામાં આવે છે.

૩૬. **કાર્ય :** જે કોઈ પદાર્થના વિશેષ સંયોગથી સ્થૂળ થઈને કામમાં આવે છે અર્થાત્ જે કરવા યોગ્ય છે તેને એ કારણનું 'કાર્ય' કહે છે.

૩૭. **સૃષ્ટિ :** કર્ત્તાની રચના કે જે કારણ-દ્રવ્ય કોઈ વિશેષ સંયોગથી અનેક પ્રકારે કાર્યરૂપ થઈને વર્તમાનમાં વ્યવહાર કરવા યોગ્ય હોય છે, તેને 'સૃષ્ટિ' કહે છે.

૩૮. **જાતિ :** જે જન્મથી લઈને મરણ સુધી બની રહે, જે અનેક વ્યકિતઓમાં એકરૂપે પ્રાપ્ત હોય, જે ઈશ્વરકૃત અર્થાત્ મનુષ્ય, ગાય, ઘોડો અને વૃક્ષ વગેરે સમૂહ છે, તેને 'જાતિ' શબ્દના અર્થ તરીકે લેવામાં આવે છે.

૩૯. **મનુષ્ય :** જે વિચાર કર્યા વગર કોઈ પણ કામ ન કરે તેનું નામ 'મનુષ્ય' છે.

૪૦. **આર્ય :** જેઓ શ્રેષ્ઠ સ્વભાવવાળા, ધર્માત્મા, પરોપકારી, સત્ય-વિદ્યા વગેરે ગુણવાળા અને હંમેશથી આર્યાવર્ત દેશમાં રહેનારાઓ છે, તેઓ 'આર્ય' કહેવાય છે.

૪૧. **આર્યાવર્ત દેશ :** હિમાલય, વિંધ્યાચળ, સિંધુ નદી અને બ્રહ્મપુત્રા નદી - આ ચારેયની વચ્ચે જ્યાં સુધી તેનો વિસ્તાર છે, તેની વચ્ચે જે દેશ છે, તેનું નામ 'આર્યાવર્ત' છે.

૪૨. **દસ્યુ :** જે અનાર્ય અર્થાત્ અનાડી છે, આર્યોના સ્વભાવ અને નિવાસથી પૃથક્ ડાકૂ, ચોર, હિંસક કે દુષ્ટ મનુષ્ય છે, તે 'દસ્યુ' કહેવાય છે.

૪૩. **વર્ણ :** જે ગુણ અને કર્મોના યોગથી ગ્રહણ કરવામાં આવે છે, તેને 'વર્ણ' કહે છે.

૪૪. **વર્ણના ભેદ :** જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વગેરે છે, તે 'વર્ણ' કહેવાય છે.

૪૫. **આશ્રમ :** જેમાં અત્યંત પરિશ્રમ કરીને ઉત્તમ ગુણો ગ્રહણ કરવામાં આવે છે અને શ્રેષ્ઠ કામ કરવામાં આવે છે, તેને 'આશ્રમ' કહે છે.

૪૬. **આશ્રમના ભેદ :** સદ્‌વિદ્યા વગેરે શુભ ગુણોના ગ્રહણ તથા જિતેન્દ્રિયતાથી આત્મા અને શરીરના બળને વધારવા માટે બ્રહ્મચર્ય, સંતાન-ઉત્પત્તિ અને વિદ્યા વગેરે સર્વ વ્યવહારોને સિદ્ધ કરવા માટે ગૃહસ્થ, વિચાર - ચિંતન-મનન કરવા માટે વાનપ્રસ્થ અને સર્વોપકાર કરવા માટે સંન્યાસ - આ 'ચાર આશ્રમ' કહેવાય છે.

૪૭. **યજ્ઞ :** જે અગ્નિહોત્રથી લઈને અશ્વમેધ પર્યંત શિલ્પ-વ્યવહાર અને પદાર્થ-વિજ્ઞાન છે કે જે જગતના ઉપકાર માટે કરવામાં આવે છે, તેને 'યજ્ઞ' કહે છે.

૪૮. **કર્મ :** જીવ મન, ઈન્દ્રિય અને શરીરમાં જે ચેષ્ટા કરે છે, તે 'કર્મ' કહેવાય છે. તે શુભ, અશુભ અને મિશ્ર ભેદથી ત્રણ પ્રકારનાં હોય છે.

૪૯. **ક્રિયમાણ :** જે વર્તમાનમાં કરવામાં આવે છે, તેને 'ક્રિયમાણ કર્મ' કહે છે.

૫૦. **સંચિત :** ક્રિયમાણના સંસ્કાર જ્ઞાનમાં જમા થાય છે, તેને 'સંચિત' કહે છે.

૫૧. **પ્રારબ્ધ :** પહેલાં કરેલાં કર્મોનાં સુખ-દુઃખરૂપ ફળનો જે ભોગ કરવામાં આવે છે, તેને 'પ્રારબ્ધ' કહે છે.

૫૨. **અનાદિ પદાર્થ :** ઈશ્વર, જીવ અને સર્વ જગતનું ઉપાદાન-કારણ પ્રકૃતિ - આ ત્રણ પદાર્થ સ્વરૂપથી 'અનાદિ' છે.

૫૩. **પ્રવાહથી અનાદિ પદાર્થ :** કાર્ય-જગત, જીવનાં કર્મ અને એમનો સંયોગ-વિયોગ - આ ત્રણેય પરંપરાથી અથવા 'પ્રવાહથી અનાદિ' છે.

૫૪. **અનાદિનું સ્વરૂપ :** જે ક્યારેય ઉત્પન્ન થયું ન હોય, જેનું કોઈ કારણ પણ ન હોય, જે સદાથી સ્વયં-સિદ્ધ હોઈને સદા વર્તમાન રહે, તે 'અનાદિ' કહેવાય છે.

૫૫. **પુરુષાર્થ :** હંમેશાં બિલકુલ આળસ છોડીને ઉત્તમ વ્યવહારોની સિદ્ધિ માટે મન, શરીર, વાણી અને ધનથી અત્યંત ઉદ્યોગ કરવાને 'પુરુષાર્થ' કહે છે.

૫૬. **પુરુષાર્થના ભેદ :** અપ્રાપ્ત વસ્તુની ઈચ્છા કરવી, પ્રાપ્તનું સારી રીતે રક્ષણ કરવું, રક્ષિતની વૃદ્ધિ કરવી અને વૃદ્ધિ પામેલા પદાર્થનો સત્ય-વિદ્યાની ઉન્નતિમાં તથા સૌનું હિત કરવામાં ઉપયોગ કરવો - આ ચાર પ્રકારનાં કર્મોને 'પુરુષાર્થ' કહે છે.

૫૭. **પરોપકાર :** પોતાના સર્વ સામર્થ્યથી બીજાં પ્રાણીઓને સુખ પહોંચાડવા માટે તન, મન અને ધનથી જે પ્રયત્ન કરવામાં આવે છે, તેને 'પરોપકાર' કહે છે.

૫૮. **શિષ્ટાચાર :** જેમાં શુભ ગુણોનું ગ્રહણ અને અશુભ ગુણોનો ત્યાગ કરવામાં આવે છે, તેને 'શિષ્ટાચાર' કહે છે.

૫૯. **સદાચાર :** સૃષ્ટિના આરંભથી લઈને આજ સુધી જે સત્પુરુષોનો વેદોક્ત આચાર ચાલ્યો આવે છે કે જેમાં સત્યનું જ આચરણ અને અસત્યનો પરિત્યાગ કરવામાં આવ્યાં છે, તેને 'સદાચાર' કહે છે.

૬૦. **વિદ્યા-પુસ્તક :** જે ઈશ્વરોક્ત, સનાતન, સત્ય-વિદ્યામય ચાર વેદ છે, તેને 'વિદ્યા-પુસ્તક' કહે છે.

૬૧. **આચાર્ય :** જે શ્રેષ્ઠ આચારને ગ્રહણ કરાવીને સર્વ વિદ્યાઓ ભણાવે છે, તેને 'આચાર્ય' કહે છે.

૬૨. **ગુરુ :** જે વીર્યદાનથી લઈને ભોજન વગેરે કરાવીને પાલન કરે છે, તેથી પિતાને 'ગુરુ' કહે છે; અને જે પોતાના સત્ય-ઉપદેશથી હૃદયનો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી દે છે, તેને પણ 'ગુરુ' કહે છે.

૬૩. **અતિથિ :** જેના આવવા તથા જવાની કોઈ તિથિ નિશ્ચિત ન હોય અને જે વિદ્વાન થઈને સર્વત્ર ભ્રમણ કરીને પ્રશ્નોત્તરના માધ્યમથી ઉપદેશ કરીને સર્વ જીવોનો ઉપકાર કરે છે, તેને 'અતિથિ' કહે છે.

૬૪. **પંચાયતન પૂજા :** જીવિત માતા, પિતા, આચાર્ય, અતિથિ અને પરમેશ્વરનો યથાયોગ્ય સત્કાર કરીને તેઓને પ્રસન્ન કરવાને 'પંચાયતન પૂજા' કહે છે.

૬૫. **પૂજા :** જે જ્ઞાન વગેરે ગુણવાળાનો યથાયોગ્ય સત્કાર કરવામાં આવે છે, તેને 'પૂજા' કહે છે.

૬૬. **અપૂજા :** જે જ્ઞાન વગેરે રહિત જડ પદાર્થોનો તથા જે સત્કારને યોગ્ય નથી તેનો સત્કાર કરવામાં આવે છે, એ 'અપૂજા' કહેવાય છે.

૬૭. **જડ :** જે વસ્તુ જ્ઞાન વગેરે ગુણોથી રહિત છે, તેને 'જડ' કહે છે.

૬૮. **ચેતન :** જે પદાર્થ જ્ઞાન વગેરે ગુણો ધરાવે છે, તેને 'ચેતન' કહે છે.

૬૯. **ભાવના :** જે વસ્તુ જેવી હોય તેમાં વિચારથી એવો જ નિશ્ચય કરવો કે જેથી વિષય ભ્રમ-રહિત હોય અર્થાત્ જેવું હોય તેવું જ સમજવાને 'ભાવના' કહે છે.

૭૦. **અભાવના :** જે ભાવનાથી વિરુદ્ધ છે અર્થાત્ જે મિથ્યા જ્ઞાનથી અન્યમાં અન્યનો નિશ્ચય માની લેવામાં આવે, તેને 'અભાવના' કહે છે. જેમ કે, જડમાં ચેતન અને ચેતનમાં જડનો નિશ્ચય કરી લેવો.

૭૧. **પંડિત :** જે સત્ય અને અસત્યને વિવેકથી જાણનાર, ધર્માત્મા, સત્યવાદી, સત્યપ્રિય, વિદ્વાન અને સૌનો હિતકારી છે, તેને 'પંડિત' કહે છે.

૭૨. **મૂર્ખ :** જે અજ્ઞાન, હઠ, દુરાગ્રહ વગેરે દોષો ધરાવે છે, તેને 'મૂર્ખ' કહે છે.

૭૩. **જ્યેષ્ઠ-કનિષ્ઠ વ્યવહાર :** જે મોટાં અને નાનાંની સાથે યથાયોગ્ય પરસ્પર માન અથવા વ્યવહાર કરવામાં આવે છે, તેને 'જ્યેષ્ઠ-કનિષ્ઠ વ્યવહાર' કહે છે.

૭૪. **સર્વહિત :** જે તન, મન અને ધનથી સૌનું સુખ વધારવામાં ઉદ્યોગ કરવામાં આવે છે, તેને 'સર્વહિત' કહે છે.

૭૫. **ચોરી-ત્યાગ :** કોઈ પદાર્થનું તેના સ્વામી (માલિક)ની આજ્ઞા વગર ગ્રહણ કરવું, એ 'ચોરી' કહેવાય છે, અને તેને છોડી દેવાને 'ચોરી-ત્યાગ' કહે છે.

૭૬. **વ્યભિચાર-ત્યાગ :** પોતાની સ્ત્રી ન હોય તેવી બીજી સ્ત્રી સાથે ગમન કરવું, પોતાની સ્ત્રી સાથે પણ ઋતુકાલ વગર વીર્યદાન કરવું, પોતાની સ્ત્રી સાથે પણ વીર્યનો અત્યંત નાશ કરવો અને યુવાવસ્થા ન હોય તોપણ વિવાહ કરવાં - આ બધું વ્યભિચાર કહેવાય છે. તેને છોડી દેવાનું નામ 'વ્યભિચાર-ત્યાગ' છે.

૭૭. **જીવનું સ્વરૂપ :** જે ચેતન, અલ્પજ્ઞ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન ગુણવાળો અને નિત્ય છે, તે 'જીવ' કહેવાય છે.

૭૮. **સ્વભાવ :** વસ્તુનો જે સ્વાભાવિક ગુણ હોય છે કે વસ્તુ જ્યાં સુધી રહે ત્યાં સુધી જે છૂટતો જ નથી, તેને તેનો 'સ્વભાવ' કહે છે. જેમ કે, અગ્નિમાં રૂપ, દાહ વગેરે ગુણ.

૭૯. **પ્રલય :** કાર્ય-જગતનું કારણ-રૂપ થઈ જવું. એટલે કે જગતને બનાવનાર ઈશ્વર જે-જે કારણોમાંથી સૃષ્ટિ બનાવે છે કે જેમાં અનેક કાર્યોની રચના કરે છે, તેનું યથાવત્ પાલન કરે છે અને પછી તેને ફરી પાછો કારણ-રૂપ કરીને રાખે છે, તેનું નામ 'પ્રલય' છે.

૮૦. **માયાવી :** જે છળ, કપટ, સ્વાર્થમાં જ પ્રસન્નતા, દંભ, અહંકાર, શઠતા વગેરે દોષ છે, તેને 'માયા' કહે છે; અને જે વ્યક્તિ આ માયાથી યુક્ત હોય છે, તે 'માયાવી' કહેવાય છે.

૮૧. **આપ્ત :** જે છળ વગેરે દોષોથી રહિત, ધર્માત્મા, વિદ્વાન, સત્યનો ઉપદેશ કરનાર, બધા ઉપર કૃપાદૃષ્ટિ રાખીને અવિદ્યારૂપી અંધકારનો નાશ કરીને અજ્ઞાની લોકોના આત્મામાં વિદ્યારૂપી સૂર્યનો હંમેશાં પ્રકાશ કરે છે, તેને 'આપ્ત' કહે છે.

૮૨. **પરીક્ષા :** જે પ્રત્યક્ષ વગેરે આઠ પ્રમાણ, વેદ-વિદ્યા, આત્માની શુદ્ધિ અને સૃષ્ટિક્રમને અનુકૂળ વિચાર દ્વારા સત્ય-અસત્યનો બરાબર નિશ્ચય કરવામાં આવે છે, તેને 'પરીક્ષા' કહે છે.

૮૩. **આઠ પ્રમાણ :** પ્રત્યક્ષ,અનુમાન, ઉપમાન, શબ્દ, ઐતિહ્ય, અર્થાપત્તિ, સંભવ અને અભાવ - આ આઠ પ્રમાણ છે. આનાથી જ મનુષ્ય સર્વ સત્ય-અસત્યનો યથાવત્ નિશ્ચય કરી શકે છે.

૮૪. **લક્ષણ :** જેનાથી લક્ષ્યને એટલે કે તેના સ્વાભાવિક ગુણને જાણી શકાય છે, તેને 'લક્ષણ' કહે છે. જેમ કે, રૂપથી અગ્નિને જાણી શકાય છે.

૮૫. **પ્રમેય :** જેને પ્રમાણોથી જાણવામાં આવે છે, તેને 'પ્રમેય' કહે છે. જેમ કે, આંખનું પ્રમેય 'રૂપ' નામનો અર્થ છે કે જે ઇન્દ્રિયોથી પ્રતીત થાય છે.

૮૬. **પ્રત્યક્ષ :** જે પ્રસિદ્ધ શબ્દ વગેરે પદાર્થોની સાથે શ્રોત્ર વગેરે ઇન્દ્રિય અને મનના નિકટ સંબંધથી જ્ઞાન થાય છે, તેને 'પ્રત્યક્ષ' કહે છે.

૮૭. **અનુમાન :** જેનાથી કોઈ પૂર્વ-દૃષ્ટ એટલે કે પહેલાં જોયેલ પદાર્થના એક અંગને પ્રત્યક્ષ જોયા બાદ તેના અદૃષ્ટ એટલે કે દેખાતાં ન હોય એવાં અંગોનું યથાવત્ જ્ઞાન થાય છે, તેને 'અનુમાન' કહે છે.

૮૮. **ઉપમાન :** જેમ કોઈએ કોઈને કહ્યું કે : 'ગાયના જેવી જ નીલગાય હોય છે'. આમ જે સાદૃશ્ય-જ્ઞાન ઉપમાથી ઉત્પન્ન થાય છે, તેને 'ઉપમાન' કહે છે.

૮૯. **શબ્દ :** જે પૂર્ણ આપ્ત પરમેશ્વર અને પૂર્વોક્ત આપ્ત મનુષ્યનો ઉપદેશ છે, તેને જ 'શબ્દ પ્રમાણ' કહે છે.

૯૦. **ઐતિહ્ય** : જે શબ્દ પ્રમાણને અનુકૂળ હોય અને અસંભવ તથા અસત્ય લેખ ન હોય, તેને જ 'ઐતિહ્ય' અથવા 'ઇતિહાસ' કહે છે.

૯૧. **અર્થાપત્તિ :** એક વાત કહેવાથી જે બીજી વાત કહ્યા વગર જ સમજાઈ જાય છે, તેને 'અર્થાપત્તિ' કહે છે.

૯૨. **સંભવ :** જે વાત પ્રમાણ, યુક્તિ અને સૃષ્ટિક્રમ અનુસાર હોય છે, તે 'સંભવ' કહેવાય છે.

૯૩. **અભાવ :** કોઈએ કોઈને કહ્યું કે : 'તું પાણી લઈ આવ'. તેણે ત્યાં જોયું કે અહીં પાણી નથી એટલે કે અહીં પાણીનો અભાવ છે, આથી જ્યાં પાણી છે ત્યાંથી લઈ આવવું જોઈએ. આ અભાવ-નિમિત્તથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેને 'અભાવ પ્રમાણ' કહે છે.

૯૪. **શાસ્ત્ર :** જેમાં સત્ય વિદ્યાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય અને જેનાથી મનુષ્યોને સત્ય સત્ય શિક્ષા પ્રાપ્ત થાય છે, તેને 'શાસ્ત્ર' કહે છે.

૯૫. **વેદ :** જે ઈશ્વરોક્ત સત્ય-વિદ્યાઓથી યુક્ત ઋક્ સંહિતા વગેરે ચાર પુસ્તકો છે કે જેનાથી મનુષ્યોને સત્ય-અસત્યનું જ્ઞાન થાય છે, તેને 'વેદ' કહે છે.

૯૬. **પુરાણ :** જે પ્રાચીન ઐતરેય, શતપથ બ્રાહ્મણ વગેરે ઋષિમુનિઓ કૃત સત્યાર્થ પુસ્તક છે, તેને જ 'પુરાણ', 'ઇતિહાસ', 'કલ્પ', 'ગાથા' અને 'નારાશંસી' કહે છે.

૯૭. **ઉપવેદ :** જે આયુર્વેદ - વૈદ્યકશાસ્ત્ર, ધનુર્વેદ - શસ્ત્ર-અસ્ત્ર વિદ્યા અને રાજધર્મ, ગાંધર્વવેદ - ગાનશાસ્ત્ર અને અર્થવેદ - શિલ્પશાસ્ત્ર છે - આ ચારેય 'ઉપવેદ' કહેવાય છે.

૯૮. **વેદાંગ :** જે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ - આ આર્ષ સનાતન ગ્રંથો છે, તેને 'વેદાંગ' કહે છે.

૯૯. **ઉપાંગ :** જે ઋષિમુનિ કૃત મીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય અને વેદાંત - આ છ શાસ્ત્ર છે, તેને 'ઉપાંગ' કહે છે.

૧૦૦. **નમસ્તે :** હું તમારું માન કરું છું.



# આર્યસમાજના નિયમો

૧. સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨. ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા-ભણાવવા અને સાંભળવા-સંભળાવવા એ સર્વે આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્યને ગ્રહણ કરવામાં અને અસત્યને છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઈએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઈએ.

૬. સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ્ય છે અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી.

૭. સૌની સાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર, યથાયોગ્ય વર્તવું જોઈએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

૯. પ્રત્યેક મનુષ્યે પોતાની જ ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઈએ, પરંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઈએ.

૧૦. સર્વ મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઈએ અને પ્રત્યેક હિતકારી નિયમમાં સૌ સ્વતંત્ર રહે.



૧૮૭૫માં મુંબઈમાં આર્યસમાજની સ્થાપના પ્રસંગે

# મહર્ષિ દયાનંદનું માર્મિક વક્તવ્ય

ભાઈ, મારો કોઈ સ્વતંત્ર મત નથી, પરંતુ હું તો વેદને આધીન છું. આપણા ભારતવર્ષમાં પચીસ કરોડ (ભારતવર્ષની તે સમયની જનસંખ્યા) આર્યો છે. કોઈ કોઈ વાતોમાં કોઈ કોઈમાં થોડો થોડો ભેદ છે, જે વિચાર કરવાથી પોતાની મેળે જ છૂટી જશે. હું સંન્યાસી છું, અને મારું કર્તવ્ય એ જ છે કે તમારા લોકોનું જે અન્ન ખાઉં છું તેના બદલામાં જે સત્ય સમજું છું તેનો નિર્ભયતાથી ઉપદેશ કરું છું. હું કોઈ કીર્તિનો રાગી નથી. ચાહે કોઈ મારી સ્તુતિ કરે કે નિંદા, હું મારું કર્તવ્ય સમજીને ધર્મબોધ કરું છું. ચાહે કોઈ માને કે ન માને, એમાં મારાં કોઈ હાનિ-લાભ નથી. આપ લોકો જો સમાજ ઊભો કરી તેના દ્વારા પુરુષાર્થ કરી પરોપકાર કરી શકતા હો તો સમાજ સ્થાપિત કરી લો, એમાં મારી કોઈ મનાઈ નથી; પરંતુ જો તેમાં યથોચિત વ્યવસ્થા નહિ રાખો તો આગળ જતાં ગડબડાધ્યાય થઈ જશે. અને હું તો જેવો બીજા લોકોને ઉપદેશ આપું છું તેવો જ ઉપદેશ આપ લોકોને પણ આપવાનો છું. અને એટલું લક્ષ્યમાં રાખજો કે મારો કોઈ સ્વતંત્ર મત નથી, અને હું સર્વજ્ઞ પણ નથી. આથી જો આગળ જતાં મારી પણ કોઈ ભૂલ નજરે પડે તો યુક્તિપૂર્વક પરીક્ષા કરીને તમે તેને પણ સુધારી લેજો. જો એમ નહિ કરો તો આગળ જતાં આ (આર્યસમાજ) પણ એક મત (સંપ્રદાય) બનીને રહી જશે. અને આવી જ રીતે ‘બાબા વાક્યં પ્રમાણં’ કરીને આ ભારતવર્ષમાં વિવિધ પ્રકારના મતમતાંતરો પ્રચલિત થઈને, અંદરોઅંદર દુરાગ્રહ રાખીને, ધર્માંધ થઈને, લડાઈ-ઝઘડા કરીને, વિવિધ પ્રકારની સદ્વિદ્યાનો નાશ કરીને આ ભારતવર્ષ દુર્દશાને પ્રાપ્ત થયો છે, તેમાં આ પણ એક મત વધશે. મારો અભિપ્રાય તો એવો છે કે આ દેશમાં અનેક પ્રકારના મત-મતાંતર પ્રચલિત છે, છતાં પણ એ બધા વેદોને માને છે. આથી વેદશાસ્ત્રરૂપી સમુદ્રમાં આ બધા જ નદી-નાવને પુનઃ ભેળવી દેવાથી ધર્મ-એકતા નિર્માણ થશે. અને તેથી સાંસારિક અને વ્યાવહારિક સુધારણા થશે, અને તેનાથી કલા-કૌશલ વગેરે સર્વ પ્રકારના સુધારાઓ થવાથી મનુષ્યમાત્રનું જીવન સફળ થશે અને છેવટે સૌ કોઈ પોતાના ધર્મબળથી અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી શકશે.

(સંદર્ભ ગ્રંથ : **મુંબઈ આર્યસમાજનો ઇતિહાસ,** લે. દામોદર સુંદરદાસ, પાન ૮-૯)



# • મહર્ષિ દયાનંદ રચિત ગ્રંથો •

૧. સત્યાર્થપ્રકાશ
૨. સંસ્કારવિધિ
૩. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા
૪. ઋગ્વેદ ભાષ્ય
૫. યજુર્વેદ ભાષ્ય
૬. પંચમહાયજ્ઞવિધિ
૭. આર્યાભિવિનય
૮. સંસ્કૃતવાક્યપ્રબોધ
૯. વ્યવહારભાનુ
૧૦. વેદાંગપ્રકાશ (૧૪ ખંડ)
૧૧. ભાગવતખંડન અથવા પાખંડખંડન
૧૨. વેદાંતિધ્વાંતનિવારણ
૧૩. વેદવિરુદ્ધમતખંડન
૧૪. શિક્ષાપત્રીધ્વાંતનિવારણ
૧૫. ભ્રમોચ્છેદન
૧૬. અનુભ્રમોચ્છેદન
૧૭. ભ્રાંતિનિવારણ
૧૮. કાશી શાસ્ત્રાર્થ
૧૯. હુગલી શાસ્ત્રાર્થ (પ્રતિમાપૂજન વિચાર)
૨૦. સત્યધર્મવિચાર (ચાંદાપુરનો મેળો)
૨૧. જાલંધર શાસ્ત્રાર્થ
૨૨. સત્યાસત્યવિવેક (બરેલી શાસ્ત્રાર્થ)
૨૩. આર્યોદ્દેશ્યરત્નમાળા
૨૪. ગોકરુણાનિધિ
૨૫. ચતુર્વેદવિષયસૂચિ
૨૬. આત્મચરિત્ર (આત્મકથા)
૨૭. અષ્ટાધ્યાયી ભાષ્ય
૨૮. સંધ્યા (અપ્રાપ્ય)
૨૯. અદ્વૈતમતખંડન (અપ્રાપ્ય)
૩૦. ગદર્ભતાપિની ઉપનિષદ્ (અપ્રાપ્ય)
૩૧. ગૌતમ-અહલ્યા કી કથા (અપ્રાપ્ય)

• • •

## ● 'મારા સિદ્ધાંતો' પુસ્તક-પ્રકાશનના સહયોગીઓ ●

મહર્ષિ દયાનંદજીની દ્વિતીય જન્મ શતાબ્દી નિમિત્તે ટંકારામાં ૧૦-૧૧-૧૨ ફેબ્રુઆરી, ૨૦૨૪ પર આયોજિત જન્મોત્સવ - સ્મરણોત્સવ કાર્યક્રમ દરમિયાન આ પુસ્તક ત્યાં આવેલા લોકોમાં વિના મૂલ્યે વિતરણ કરવાની પ્રકાશન યોજનામાં નીચેના મહાનુભાવો તરફથી આર્થિક સહયોગ મળ્યો છે :

૧. શ્રી ચંદુભાઈ હરજીવનદાસ આર્ય, બેંગલુરુ : રૂ. ૨૦,૦૦૦/-

૨. શ્રી વ્રજ પટેલ, મહર્ષિ દયાનંદ ફાઉન્ડેશન, મુંબઈ : રૂ. ૬,૫૦૦/-

૩. શ્રી મનસુખભાઈ ભાણજીભાઈ ગાંભવા, ભરૂચ : રૂ. ૫,૦૦૦/-

૪. શ્રીમતી દુર્ગાબહેન મનહરલાલ એરવાડિયા, રાજકોટ : ૨૫૦ પ્રત

૫. ડૉ. સત્યમ્ ઉધરેજા અને ડૉ. પ્રિયંકા ઉધરેજા, રાજકોટ : ૨૫૦ પ્રત

૬. ડૉ. સુકાલિન પટેલ અને ડૉ. કૃપા પટેલ, આસ્થા હોસ્પિટલ, મોરબી : ૨૫૦ પ્રત

૭. શ્રી ભાવેશ મેરજા, નર્મદાનગર, ભરૂચ : ૨૫૦ પ્રત

૮. ડૉ. કુલદીપ સી. વેલાણી, વેલાણી હોસ્પિટલ, અંજાર : ૨૦૦ પ્રત

૯. શ્રી ચિંતનભાઈ આર્ય (રામી), અમદાવાદ : ૨૦૦ પ્રત

૧૦. શ્રી નીતિનભાઈ સોની, અડાજણ આર્યસમાજ, સુરત : ૨૦૦ પ્રત

૧૧. શ્રી બ્રિજકિશોર શર્મા, પુણે : ૨૦૦ પ્રત

૧૨. શ્રી રાજેશભાઈ ગાંભવા, હળવદ : ૧૦૦ પ્રત

૧૩. શ્રી દિનેશભાઈ પટેલ, રાયણમાળ, ધનસુરા : ૧૦૦ પ્રત

૧૪. શ્રી વિશ્વાસભાઈ મણીભાઈ રત્નાણી, રાજકોટ : ૧૦૦ પ્રત

૧૫. શ્રી હિતેશભાઈ ધનજીભાઈ મનાણી, રાજકોટ : ૧૦૦ પ્રત

૧૬. શ્રી પ્રહ્લાદભાઈ ઠાકર, વડોદરા : ૧૦૦ પ્રત

૧૭. શ્રી પ્રશાંતભાઈ સોની, સુરત : ૫૦ પ્રત

૧૮. આર્યસમાજ, નવાડેરા, ભરૂચ : ૫૦ પ્રત

**પ્રકાશન સંસ્થા ઉપરોક્ત તમામ સહયોગીઓ પ્રત્યે હાર્દિક આભાર પ્રગટ કરે છે.**

**પ્રકાશક : આર્યસમાજ, નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧**

●●●

# મહર્ષિ દયાનંદની ઉદ્‌બોધક વાણી

"આપણા શાસ્ત્રી ભાઈઓ હઠાગ્રહ રાખે છે, એ આપણા સૌનું દુર્ભાગ્ય છે. આપણા ભરતખંડ દેશમાંથી વેદોનો મોટા ભાગનો ધર્મ લુપ્ત થઈ ગયો છે અને જે શેષ બચ્યો છે એ પણ આપણા સૌના પ્રમાદથી નષ્ટ થઈ રહ્યો છે અને તેની જગ્યાએ પાખંડ, અનાચાર અને દંભ વધી રહ્યાં છે. સદાચાર અને સત્યથી આપણે દૂર જઈ રહ્યા છીએ. તેથી જ તો આપણા સૌની જે દુર્દશા થઈ રહી છે, તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? વેદ વગેરે સનાતન આર્ષ ગ્રંથોને છોડીને પુરાણોમાં લપેટાઈ રહ્યા છીએ અને તેની કલ્પિત અને દુરાચારી અસંભવ ગાથાઓને પોતાનો ધર્મ સમજી રહ્યા છીએ. જો કોઈ મને પૂછે કે આ પાગલપણાનો કોઈ ઉપાય છે કે નહિ ? તો મારો ઉત્તર એ છે કે રોગ ઘણો વધી ગયો છે, દેશની અત્યંત દુર્દશા થઈ ગઈ છે, છતાં પણ તેનો ઉપાય થઈ શકે તેમ છે. જો પરમાત્માની કૃપા થાય તો રોગ અસાધ્ય નથી. વેદ અને છ દર્શનો જેવા પ્રાચીન ગ્રંથોના જુદી જુદી ભાષાઓમાં અનુવાદ કરીને તેના દ્વારા બધા લોકોને અનાયાસ પ્રાચીન વિદ્યાઓનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે, એવો પ્રયત્ન કરવો જોઈએ. આ માટે ભણેલ-ગણેલ વિદ્વાન લોકોએ સાચા ધર્મનો ઉપદેશ કરવા તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ તથા ગામેગામ આર્યસમાજની સ્થાપના કરી, મૂર્તિપૂજાદિ અનાચારો દૂર કરવા જોઈએ. વળી બધા વર્ણો અને આશ્રમોના લોકોએ બ્રહ્મચર્યથી પોતાનું સામર્થ્ય વધારી શારીરિક તથા આત્મિક બળ વધારવું જોઈએ કે જેથી સરળતાથી લોકોની આંખો ઊઘડી જશે અને દુર્દશા દૂર થઈને સુદશા પ્રાપ્ત થશે. મારા જેવા એક સાધારણ મનુષ્યથી આ કામ કેવી રીતે થઈ શકશે ? આથી આપ તમામ બુદ્ધિમાન લોકો આ શુભ કાર્યમાં મને સહયોગ આપશો, એવી આશા રાખું છું."

- મહર્ષિ દયાનંદ સરસ્વતી

('ઉપદેશ-મંજરી' અથવા 'પૂના-પ્રવચન'માંથી ઉદ્ધૃત)